ॐ

ઉપયોગી વિદ્યાકળા ગ્રંથમાળા. મણકો ૫ મો.

# જંગલની જડીબુટ્ટી.

## દ્વીતિય ભાગ.



લેખક

વૈદ્યશાસ્ત્રી શામળદાસ સેવકરામ.

ઉપયોગી વિદ્યાકળા ગ્રંથમાળા. મણકો ૫ મો.

# જંગલની જડીબુટ્ટી.

## ભાગ બીજો.

લેખક તથા પ્રકાશક—
**વૈદ્ય શાસ્ત્રી શામળદાસ સેવકરામ.**
( પશુ ચિકિત્સા, આકાશવાણી, પ્લેગ ચિકિત્સા, પ્રાચીન મહાત્માઓની અલૌકિક વિદ્યાઓ અમૂલ્ય રત્નહાર, ચિકિત્સા તત્ત્વ સુધાસિંધુ વિગેરેના કર્તા. )
વડાગામ-વાયા-તલોદ-એ. પી. રેલવે.



શોધિત વર્દ્ધિત દ્વિતિયાવૃત્તિ. ] પ્રત ૧૦૦૦. [ ઈ. સ. ૧૯૨૧

કિંમત. } કાચા પુંઠાના રૂા. ૦—૧૦—૦ / પાકા પુંઠાના રૂા. ૦—૧૪—૦ } પોષ્ટેજ જુદું.

# ભૂમિકા.

આર્ય વૈદ્યકનું મહત્વ કંઇક અંશે લોકોને સમજાય, દિન-પ્રતિદિન તેના પ્રત્યે જન સમાજનો પ્રેમ વધતો જાય અને તેથી જેમ બને તેમ રોગ નિવારણ માટે દેશી ઓષધોનો વિશેષ પ્રચાર થાય તો લાખો રૂા. એ બહાને વિદેશ જતા અટકી જાય એવા હેતુથી આ પુસ્તકનો પ્રથમ ભાગ ગયા વર્ષમાં પ્રગટ કરવામાં આવ્યો હતો; જે ઇશ્વર કૃપાથી અત્યંત લોકપ્રિય થઇ પડવાથી ઘણા આનંદ સાથે આ દ્વીતિય ભાગ પણ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. પ્રથમ ભાગને પ્રમાણભૂત બનાવવાને માટે જેવી રીતે પ્રયત્ન કરવામાં આવ્યો હતો તેવીજ રીતે આ વખતે પણ અનેક દેશી-વિદેશી મહાશયોએ દેશી વૈદ્યક સંબધિ ગુજરાતી, ઇંગ્રેજી, ફારસી, મરાઠી, હીંદી, બંગાળી, જર્મન, ફ્રેન્ચ કિંવા સંસ્કૃત ભાષામાં પુસ્તકો, પેપરો, કિંવા સ્વતંત્ર લેખો સ્વરૂપે જણાવેલા અભિપ્રાયો સાધુ, સંત, મહાત્માઓની કૃપા કટાક્ષથી સમજવામાં આવેલા ગુપ્ત ભેદો તેમજ જાતિ અનુભવનો ઉપયોગ કરવામાં આવ્યો છે; જેથી આ ભાગ પણ પ્રથમ ભાગની માફક જન સમુહની પ્રીતિનું પાત્ર થઇ પડશેજ એવી આશા રાખવામાં આવે છે.

દેશી વૈદ્યક પ્રત્યે જન સમાજની અભિરૂચી જો કે દિન પ્રતિદિન વધતી જાય છે, તોપણ હજુ કેટલાંએક મનુષ્યો એવી દલીલ રજુ કરે છે કે; અમને પણ દેશી ઓષધો વાપરવાની તો ઇચ્છા છે પરંતુ તેઓ વિદેશી ઓષધો જેવાં ગુણકારક નથી. બેશક ! આ દલીલ [illegible] છે, [illegible] તેઓની ગુણ વિષે [illegible] [illegible] છે,

જેઓના ગુણ વિષે તેઓને દૃઢ વિશ્વાસ છે, એવાં વિદેશથી આવતાં ઓષધોનો ઘણો ખરો ભાગ એ બીજું કંઇજ નહિ પરંતુ આપણાં દેશી ઓષધોનુંજ રૂપાંતર છે. આ વાતની ખાત્રી માટે બીજા બધા પુરાવા બાજુએ મુકીને વિદેશી ઓષધોની બનાવટ માટે ખાસ આધારભૂત ગણાતા, ખાસ પ્રમાણભૂત મનાતા " બ્રિટિશ ફાર્માકોપીઆ " નામના પુસ્તકને તપાસીએ તો તત્કાળ માલુમ પડશે કે તેમાં દાખલ કરવામાં આવેલ ઓષધો પૈકી સેંકડે ચાળીશ ટકા એટલે લગભગ અડધા ભાગ જેટલાં ઓષધો તો હિન્દુસ્થાનની પેદાશનાંજ છે. જો દેશી ઓષધો ફાયદાકારક નથી તો પછી "ફાર્મા-કોપીઆ" માં દાખલ કેવી રીતે થયાં? કારણ "ફાર્મા કોપીઆ" એ કંઇ અનુમાનિક કિંવા કલ્પિત ગ્રંથ નથી, પરંતુ વિધવિધ ઓષધોને સેંકડો દરદીઓ ઉપર વાપરી જોતાં જે ઓષધમાં અમુક ગુણો રામબાણ રીતે રહેલા છે, એવી સેંકડો ડૉકટરોની તેમજ ગ્રેટ બ્રીટનની મેડિકલ કૌન્સિલની જ્યારે સંપૂર્ણ રીતે ખાત્રી થાય છે ત્યારેજ તે ઓષધને ફાર્માકોપીઆમાં દાખલ કરવામાં આવે છે.

દેશી ઓષધો ગુણકારી છે કે નહિ તેની શંકા આ ઉપરથી દુર થઇ હશે! તેની સાથે એ પણ સમજાયુંજ હશે કે મનહર બાટલીઓમાં, મનહર નામવાળાં લેબલોથી વિભૂષિત થઇ મનહર રીતે પેક થઈ આવી આ દેશની લાખો રૂ. ની દોલતને વિદેશમાં વિદાય કરી દેનારાં મનહર ઓષધોનો ઘણો ખરો ભાગ એ અન્ય કંઇ વસ્તુ નહિ પરંતુ આપણા પગ નીચે અહોનિશ કચરાઈ જતી, મફત કિંવા પાણીના મુલે મળતી વનસ્પતિઓનાંજ શોધી, સુધારી પાણી, અર્ક કે એક્સ્ટ્રાક્ટના સ્વરૂપમાં બદલી નાંખવામાં આવેલા સ્વરૂપોજ છે

વિદેશી ચિકિત્સા પદ્ધતિઓમાં જે જે ઔષધો પ્રચારમાં છે તેવાજ ગુણવાળાં ઔષધો તો આ દેશમાં અસંખ્ય છે એમાં તો કંઈ શક નથી. પરંતુ એ ઉપરાંત બીજાં પણ અનેક એવાં ઔષધો આ દેશમાં હયાત છે કે જેની બરાબરી વિદેશી ઔષધો તો શું પરંતુ તેઓનાં અમોઘ રસો કિંવા અદ્ભુત રસાયન શોધો પણ કરી શકે તેમ નથી. આ દેશમાં એવી પણ વનસ્પતિઓ હયાત છે કે માત્ર તેઓના રસના અંજનથીજ સૂક્ષ્મ દર્શક યંત્ર વડે પણ ન જોઈ શકાય તેવી સૂક્ષ્મમાં સૂક્ષ્મ અદૃશ્ય ચીજોને પણ જોઈ શકાય છે. એવી પણ વનસ્પતિઓ હયાત છે કે માત્ર એકજ વખત તેઓનો રસ પીવાથી હમેશના માટે ભૂખ અને તરસની શાન્તિ થઈ જાય છે એવી પણ વનસ્પતિઓ હયાત છે કે જેઓના સેવનથી મરણ તુલ્ય વૃદ્ધાવસ્થાએ પહોંચેલો મનુષ્ય પણ નવ યૌવન થઈ જાય છે. એવી પણ વનસ્પતિઓ છે કે જેઓના રસના સ્પર્શ માત્રથી ત્રાંબા કે કલાઈ જેવી હલકી ધાતુઓ સોના કે રૂપાના સ્વરૂપમાં બદલાઈ જાય છે. એવી પણ વનસ્પતિઓ છે કે જેના સેવનથી અતિન્દ્રિય જ્ઞાન અર્થાત્ ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની બાબતો જોવા સાંભળવાની તેમજ સમજવાની શક્તિ પ્રાપ્ત થાય છે.

જો કે આવી વનૌષધિઓ પૈકી ઘણી ખરી સંબંધિનું જ્ઞાન આજે આપણે ગુમાવ્યું છે, તોપણ હજુ વિદેશી વૈદક કરતાં કોઈ પણ રીતે આપણી ચિકિત્સા પદ્ધતિ ઊતરતો દરજ્જો ભોગવે છે એમ માનવાને કંઈ પણ કારણ નથી. વિદેશી વૈદકમાં પારંગત મનાતા જર્મન મહાન્ ડૉક્ટર વૉન ગુનડેને મહાન્ શોધ કરીને સહુ [illegible] માટે જે નવિન ચિકિત્સા [illegible] શોધી [illegible] આપ્યા

યુરોપને આશ્ચર્ય ચકિત કરી નાંખ્યું છે તે ચિકિત્સા તો આપણા દેશમાં છેક પ્રાચીન કાળમાં લખાએલા ચરક સંહિતા નામે ગ્રંથમાં સંપૂર્ણ રીતે વર્ણવવામાં આવી છે. "લેન્સેટ" નામનું વિશ્વ વિખ્યાત વૈદ્યક પેપર સને ૧૯૧૫ ના નવેમ્બર માસના અંકમાં જણાવે છે કે આ ચાલુ લડાઇમાં જખમો ઉપર બીજાં કોઇ પણ ઓષધો કરતાં મનુષ્યનું મુત્ર વિશેષ ગુણકારી થઇ પડયું છે. આ વાતને વિદેશીઓ ભલે એક નવિન શોધ તરીકે માને, પરંતુ આપણા દેશમાં તો એક અજ્ઞાન બાળક પણ આ વાતથી અજાણ્યું નથી અને તેથી કોઇ પણ કારણથી તેના શરીરનો કોઇ પણ ભાગ જો કપાય છે તો તે ભાગ ન પાકતાં રૂઝાઇ જાય એટલા માટે બીજો કોઇ પણ ઉપાય ન કરતાં તે કપાયેલા ભાગ ઉપર તરતજ પેશાબ કરી નાંખે છે. સર્પ દંશમાં સુવર્ણ ભસ્મ અજબ ગુણ કરે છે એવું એક ડૅાક્ટરે હાલમાં સિદ્ધ કર્યું છે પરંતુ એ વાત પણ ચરકે સ્પષ્ટ રીતે કહેલી છે. હમણાંના ડૅાક્ટરોએ મહા ભારત પરીશ્રમના અંતે એક એવી નવિન શોધ કરી છે કે જલોદરના રોગીને મીઠું ખાવાને આપવું નહિ. આ વાત પણ ચરકે દર્શાવેલી છે. એટલુંજ નહિ કિન્તુ વિશેષમાં એમ પણ કહેલું છે કે મીઠાના બદલે ગૌ મુત્ર આપવું જેથી જલોદરનું પાણી મુત્ર માર્ગે જલદી વિસર્જન થાય છે. આ વાત વિદેશી ચિકિત્સકોના ધ્યાનમાં હજુ ઉતરી નથી જેથી તેઓની ચિકિત્સા પદ્ધતિમાં ગૌ મુત્ર જેવું ઉત્તમ મુત્રલ ઔષધ દાખલ કરવામાં આવ્યું નથી. આંતરડાંને કંઇ પણ ઇજા ન કરતાં તેમાં રહેલા મળને કાઢી નાખવાને નિર્ભય જુલાબ માટે એરંડીનું અપવાને ચરકે જણાવેલું છે તેવીજ રીતે વિદેશીઓએ પણ અનુકરણ કરેલું [illegible] માટે [illegible] અને [illegible] ગ્રંથમાંના [illegible]

બીબીનો ઉપયોગ કરવાની ડૉક્ટરો મજબુત રીતે ભલામણ કરે છે પરંતુ એ સિદ્ધાન્ત પણ ઘણા સમયથી દેશી વૈદકમાં ચાલ્યો આવે છે. ક્ષયના દરદ ઉપર ડૉક્ટરો જે ઔષધો આપે છે તેજ ઔષધો ૧૦૦૦ વર્ષ પૂર્વે ચરકાચાર્યે જણાવેલાં છે. ભયંકર તાવની બિમારી માટે ડોક્ટરોમાં જે નવિન ચિકિત્સા આજકાલ અજવાળામાં આવી છે તે પણ ચરકમાં પરીપૂર્ણ છે.

આ રીતે જે જે વાતો નવિન શોધોના નામે આજકાલ અજવાળામાં આવતી જાય છે, તે તો બધી દેશી વૈદકમાં હજારો વર્ષો પૂર્વે લખાએલી છે એટલુંજ નહિ પરંતુ તે ઉપરાંત બીજી પણ એવી અનેક બાબતો આપણા વૈદકમાં અસ્તિત્વ ધરાવે છે કે જેના વિષે લેશ માત્ર પણ વિદેશીઓને માહીતિ નથી.

હૃદયની ગતિ જાળવી રાખવાને માટે ડીજીટેલીસ નામનું ઔષધ વિદેશી વૈદકમાં વપરાય છે પરંતુ તેવું કામ કરવાને દેશી વૈદામાં કકુનો ભિકબો નિર્ભય રીતે વપરાય છે. પોટાસ બ્રોમાઇડનું કામ હરમલ નામની ઔષધિ કરે છે, આઇટડીઝીઝ એટલે ગુરદાના દરદ માટે સ્પિરિટ ઇથર નાઇટ્રોસીના બદલે અનંત મુળ ઘણું સરસ કામ કરે છે. આઇપીકાકની જગ્યા મફત મળતો આકડો સારી પેઠે લેઇ શકે છે. કવાસીયાનું કામ લીંબડો બજાવે છે અને કેલંબાના ગુણો ગળો, ગ્વાઇકમના ગુણો ચપો, જાલપનો ગુણ કાળા દાણા, ગેલિકનો ગુણ માયાં, કાર્બોલીફેનિકનો ગુણ કુવાડીયો, થ ઇમલનો ગુણ અજમો, બેલાડોનાનો ગુણ ધંતુરો, વેલેરીયનનો ગુણ જટામાસી, સેન્ટો નાઇનનો ગુણ કીરમાણી અજમો અને હેરોઇનના જેવો સ્તંભક ગુણ નાગલી દુધેલી બજાવે છે.

આ રીતે વિદેશી ઔષધોની હરોળમાં ઉતરી શકે તેવી તો આ દેશમાં અસંખ્ય ઔષધિઓ છે પરંતુ એ ઉપરાંત એવી પણ ઔષધિઓ છે કે જેઓની બરાબરી કરી શકે તેવાં ઔષધો વિદેશી વૈદકમાં નથી. પેડોફાઈલીન અને ટેરેક્સીના ડોઝ પીતા છતાં પણ ન મટનારો કમળો માત્ર કુકડવેલનો રસ સુંઘવાથી મટી જાય છે. ઘામાંથી વહેતું લોહી માત્ર અઘેડાનો રસ ચોપડવાથી બંધ થાય છે. ઢોરનાં ચાંદાંમાં પડેલા કીડાઓ ફીનાઈલના બદલે મફત મળતા કલિહારીના મુળનો રસ નાંખવાથી દુર થાય છે. શરીરમાં ખુંચી બેઠેલું શલ્ય વગર કાપે માત્ર વિશલ્યાનો રસ ચોપડવાથી બહાર નીકળી જાય છે. છરી, તરવાર કે ચાકુથી જખમી થયેલા મનુષ્યના ઘામાં નાગબલા એટલે ગંગેટીનો રસ ભરવાથી તત્કાળ વેદના શમી જાય છે. સહદેવીનાં છોડને વાટીને તેનો રસ માથે ચોપડવાથી ભ- યંકર તાવ પણ ઉતરી જાય છે. અને ખાટીઝુણીની લુગદી બનાવી માથે મુકવાથી બરફની ગરજ ટળી જાય છે.

અરે ! આ તો કેવળ સ્વલ્પમાત્ર દિગ્દર્શન કરાવ્યું, પરંતુ દેશી વૈદકમાં આવી તો અનેક ખુબીઓ રહેલી છે, અને જ્યારે એવા અનેક ખૂબીઓ આપણા વૈદકમાં રહેલ છે ત્યારે વિદેશી વૈદકમાં નવિન શું છે? વિદેશીઓ અને તેના મોહમાં પડી દેશી વૈદક પ્રત્યે દિન પ્રતિદિન કરવામાં આવતી બેદરકારીને લીધે તે સંબંધિ વધતું જતું અજ્ઞાન એજ માત્ર નવિન છે જ્યારે આમ છે, અને વળી આજકાલ આઠ, દશગણા પૈસા ખર્ચ કરવા છતાં પણ વિદેશી ચીજો મળતી નથી, ત્યારે ઊંચા સ્પિરિટના યોગથી તૈયાર કરવામાં આવેલી ટિંક્ચર, એક્સટ્રાક્ટ વિગેરે અર્ધ ઝેરી વિદેશી ઔષધિઓનો

મોહ છોડી દેઈ તેમજ ભોટ વૈદ્યોના પાસે પડી જાગે, સોમલ હરતાલ વિગેરે હળાહળ ઝેરોની અશુદ્ધ બનાવટોનું સેવન કરી એક રોગ મટાડવાને બદલે બીજાં અનેક દરદોના ભોગ થઇ પડયા સિવાય, અતિ પવિત્ર, નિર્ભય, કદી પણ અવગુણ ન કરનારી, જ્યારે જોઇએ ત્યારે સરળતાથી મળી શકનારી, અલ્પ મુલ્યવાળી છતાં અમુલ્ય ગુણકારી દેશી વનસ્પતિની જડીબુટ્ટીઓનોજ ઉપયોગ કરો કે જેથી તમારી તનદુરસ્તીને અજબ ફાયદો થાય, દેશી વૈદ્યકમૃત સંજીવન થાય, વૈદ્યોનો ઊત્સાહ જાગ્રત થાય અને દેશની દોલત વિદેશ ન ઘસડાઇ જાય. એજ સુજ્ઞેષુ નાહિમ્ બહુના.

---

## દ્વિતિયાવૃત્તિની ભૂમિકા.

આ પુસ્તકની પ્રથમાવૃત્તિ અત્યંત લોકપ્રિય થઇ સ્વલ્પ સમયમાંજ ખપી જવા છતાં જનસમાજની માગણી જેવીને વેવીજ તીવ્ર હોવાથી તેની દ્વીતિયાવૃત્તિ પ્રગટ કરવાની આવશ્યકતા જણાઇ છે. ગ્રંથ મુદ્રણને લગતાં સાધનોની અસહ્ય મોંઘવારીના કારણે જો કે તેની મૂળ કિંમતમાં સ્વલ્પ વધારો કરવાની ફરજ પડી છે, પરંતુ તે સાથે તેટલા પુરતો તેમાં યોગ્ય સુધારો વધારો કરવાનો પણ બદલો આપવામાં આવ્યો છે, અને તેથી આશા છે કે પ્રથમાવૃત્તિની માફકજ આ આવૃત્તિ પણ જનસમાજની પ્રીતિનું પાત્ર થઇ પડશે.

ગ્રંથકર્ત્તા.

# દરદો અને તેના અનુભવિક ઉપાયો.



# જંગલની જડીબુટ્ટી.

## દ્વીતિય ભાગ.

नमामि धन्वंन्तरि मादि देवं ।
सुरासुरै र्वंदित पाद पद्मम् ॥
लोके जरा रुग्भय मृत्यु नाशं ।
धातार मीशं विविधौषधीनाम् ॥

સુર અને અસુર, દેવ અને દાનવો સર્વેથી એક સરખી રીતે પુજાએલા, વિવિધ ઔષધિઓને ધારણ કરનાર ભગવાન્ સ્વરૂપ, જગતને રોગ, વૃદ્ધાવસ્થા અને મરણના ભયથી બચાવનાર એવા આદિ દેવ " ધન્વન્તરિ " ને નમસ્કાર કરૂં છું.

## અજમો.

સં. યવાની, દીપ્યક. હિં. અજવાયન. મ. ઓવા. બં. યમાની, યોયાન્. તૈ. ઓમમી. ફા. નાનુખા. ઈં. Bishops Weed seed. લા. Carum Copticum Ptychotis.

વિવરણ—અજમો એ પ્રસિદ્ધ વસ્તુ છે. અને છેક નાનામાં નાના ગામડામાં પણ તે મળી શકે છે. એનાં બીયાંને ફ્યરીને પાંચ-

ચણુ પાણી સાથે ભીંજવીને પછી પીવાનો દારૂ ગાળવાની રીત મુજબ અણુ ભાગનું પાણી એટલે અર્ક ખેંચવાથી તેમાંથી એક જાતનું તેલ નીકળી આવે છે, જે એકાદ, બે દિવસ રહેવા દીવાથી જળની સપાટી ઉપર ઠરી જઈ સ્ફટિક રૂપ એટલે પાસા—સળીઓ જેવાં તેનાં ફુલો બંધાઇ જાય છે, જે " અજમાનાં ફુલ " ના નામે બજારમાં વેચાય છે. જેથી સર્વ સ્થળે પ્રસિદ્ધ છે.

ઉપયોગ—અજમામાં ઊષ્ણ ગુણ હોવાથી દીપન, પાચન તરીકે તેનો ઉપયોગ કરવામાં આવે છે. આ કાર્ય માટે તેણે એટલી બધી વિખ્યાતિ મેળવેલી છે કે તેના માટે "एका यवानी शतमन्न पाचिका" " એકલો અજમોજ સેંકડો પ્રકારના અન્નને પાચન કરનાર છે " એવી કહેવત સંસ્કૃત ભાષામાં ઘણા પ્રાચીન કાળથી વૈદ્યોમાં પ્રચલિત થયેલી છે અને તે અક્ષરશઃ સત્ય છે; કેમકે કરીયાતાનો કટુપૌષ્ટિક હિંગનો વાયુનાશક અને ચુંકહર તથા મરીઆંનો અગ્નિદીપન એ બધા ગુણો અજમામાં રહેલા છે અને તેથી તે એ બધા ગુણો અજમામાં રહેલા છે અને તેથી તે એ બધા પદાર્થોની ગરજ સારે છે. તેનામાં રહેલા આવા ગુણોને લઇને તે વાયુ, કફ, ઊદરરોગ, આફરો, ગુલ્મ, બરોળ અને કૃમિનો નાશ કરવા માટે બહુ વપરાય છે, એટલુંજ નહિ પરંતુ શ્વાસ, ખાંસી, ઉલટી, અને અજીર્ણના દરદમાં પણ તેનાથી સારો ફાયદો થતો જોવામાં આવે છે.

વૃન્દ કહે છે કે અજમાનું ચુર્ણ બીડલુણ કિંવા સિંધવ સાથે લેવાથી પવનનો, ઝાડાનો, અને પેશાબનો ખુલાસો થાય છે, અને ભાવમિશ્ર જણાવે છે કે દરરોજ સવાર, સાંજ એક તોલા અજમાના ચૂર્ણને ગોળ સાથે મેળવીને ખાવું, જેથી સાત દિવસમાં શીળસનું

દરદ દુર થાય છે. કોલેરાના દરદમાં દેશી તેમજ એંગ્લો ઇંડીઅન ચિકિત્સકો તરફથી અજમાને ઘણી ઊંચી જગ્યા આપવામાં આવી છે, કેમકે તેના ઉપયોગથી ખાસ કરીને કોલેરાની પ્રાથમિક સ્થિતિ એટલે ઝાડો, ઊલટી બંધ થાય છે.

ચોખ્ખો અજમો સાઠ તોલા લેઇ ચૂર્ણ કરી તેમાં બીરલુણ, સંચળ, સાંભર લુણ, સિંધાલુણ અને કાચલુણ એ દરેક ચાર, ચાર તોલા લેઇ કરેલું ચૂર્ણ મેળવી ચીનાઇ માટીના વાસણમાં નાંખી તેમાં એંશી તોલા લીંબુનો રસ મેળવી એક મહીના સુધી દિવસના સૂર્યના તાપે અને રાત્રે ઘરમાં રાખી મુકવું. પછી દરરોજ સવાર, સાંઝ એક, એક તોલા જેટલું લઇ જળ સાથે સેવન કરવાથી બંધ કોશ દુર થઇ અગ્નિ વૃદ્ધિ થાય છે. વળી ત્રણ, ત્રણ કલાકે આ ઔષધ ૦। તોલો લેઈ તેમા એકાદ, બે ઘઊંભાર પેપેન એટલે કાચાં પપઇયાંના દુધ જેવા રસનું સત્વ મેળવીને ખાવાથી અજીર્ણ, અમ્લ-પીત્ત, સંગ્રહણી, મંદાગ્નિ વિગેરે દરદોમાં અતિ શીઘ્રપણે ફાયદો થાય છે.

હાલમાં દરેક દરદો માટે જુદી, જુદી જાતની અનેક પેટંટ દવાઓ પ્રસિદ્ધ થાય છે. વળી મુસાફરીમાં અચાનક થઇ આવનારાં દરદો ઉપર કામ લાગે એવાં ઔષધો સમાવનારી "પ્રવાસ પેટીઓ" ખરીદવાને માટે પણ કેટલાએક વૈદ્યો અગર તો ડાકટરો તરફથી ભ-લામણો થાય છે. આ બધી દવાઓ ખરીદવા માટે ભારે રકમનો ભોગ આપવા છતાં પણ તેનું જોઇએ તેવું સંતોષકારક ફળ આવતું નથી અને ખર્ચેલા પઇસા પાણીમાં જાય છે, પરંતુ અજમામાંથી એક એવી દવા બની શકે છે કે જેને તૈયાર કરવાને માટે વધારે

રકમનો વ્યય કરવો પડતો નથી. માત્ર જુજ પૈસામાં અને થોડાજ સમયમાં સહેલાઈથી તૈયાર થાય છે, છતાં મનુષ્ય જાતિને હાલ ચાલતાં અનેક દરદો તેના ઉપયોગથી નાબુદ થાય છે; અને તેથી મુસાફરીમાં પણ તે દવાની માત્ર એકજ બાટલી સાથે હોય તો બીજી દવાઓની કિંવા વૈદ્ય, ડાક્ટરની એકદમ જરૂર પડતી નથી. આ દવા બનાવવાની અને તેને વાપરવાની રીત એવી છે કેઃ—

અજમાનાં ફુલ, પીંપરમીન્ટનાં ફુલ અને દેશી કપુર એ ત્રણે ચીજો સરખા ભાગે લેઈને એક સ્ટોપર્ડ એટલે કાચના બુચવાળી શીશીમાં નાંખી તેનો બુચ બરાબર રીતે બંધ કરીને બાટલીને તડકે અથવા તો ગરમ જગ્યાએ રાખી મુકવાથી થોડી વારમાં બધી ચીજો પીંગળી જઈને મનહર કેસરી રંગનું પ્રવાહી તેલ તૈયાર થશે. આ પ્રવાહી અનેક વ્યાધિહર એટલે લગભગ બધાં દરદોને મટાડનારૂં છે. માથું દુઃખવું, દાઢ દુઃખવી, પાંસળીઓમાં શૂળ આવવું, બરડો છાતી કે કમરમાં ફાટ થવી, ચસકા આવવા, સાંધા દુઃખવા, સંધિવા કે નજલાના લીધે વેદના થવી, વિગેરે દરદોમાં પીડાવાળા ભાગ ઉપર આ દવા મસળવાથી તરતજ આરામ જણાય છે. આમરવનું દરદ કે જેમાં અસહ્ય પીડા થાય છે તેમાં આ દવાનું નસ્ય લેવાથી એટલે નાક દ્વારા સુંઘવાથી તેમજ કપાળમાં માલીસ કરવાથી અજબ ફાયદો થાય છે. દાદર, ખસ, લુખસ, ફોલ્લા, ફોલ્લીઓ ખીલ, અળાઈઓ વિગેરે ઉપર ચોપડવાથી સારો ફાયદો થાય છે. પ્લેગ એટલે ગાંઠીઆ તાવના દરદીને દર બે, બે કલાકે આ દવાનાં બે, થી ત્રણ ટીપાં પાણી સાથે પાવાથી તેમજ ગાંઠ ઉપર ચોપડીને તેના ઉપર શેક કરવાથી ઘણા દરદીઓ બચી જાય છે. કોલેરાના દરદની શરૂઆતમાં

દર અર્ધો કલાકના અંતરે આ દવાનાં બે, થી ચાર ટીપાં પતાસા ઉપર નાંખીને આપવાથી લગભગ બધા દરદીઓ બચી ગયાનો અનુભવ આવેલો છે, અને ઝાડો, મરડો, ચુંક, શૂળ, શરદી, સળેખમ, શ્વાસ, સસણી, ગુલ્મ, ઉલટી વિગેરે દરદોમાં એજ રીતે દિવસમાં ત્રણ વખત આપવાથી ઉત્તમ ફાયદો થતો જોવામાં આવ્યો છે. વળી આ દવા ચોપડવાથી સાપ, વીંછી, ભમરી અને મધમાખીના ડંખનું ઝેર નાબુદ થાય છે, તેમજ ઝાઝરૂં જઈ આવ્યા પછી આ દવા મિશ્રિત કરેલા જળ વડે ગુદા પ્રક્ષાલન કરવાથી અર્શ એટલે મસાની પીડા પણ શાંત થાય છે. નામરદીવાળા દરદીઓ જો સાંઢાના તેલના નામે પ્રખ્યાત થયેલી અપવિત્ર વસ્તુની પાછળ ખરાબ થવા કરતાં માલના ચોખ્ખા ઘીમાં આ દવાનાં બે, ત્રણ ટીપાં મેળવી જનનેન્દ્રિય ઉપર મસળે અને પછી તેના ઉપર નાગરવેલનું પાન બાંધે તો નિર્બળ, શિથિલ અને જાગૃતિ વગરની થઇ ગયેલી નસો પાછી બળવાન અને સતેજ બને છે. બાળકોના હરેક જાતનાં દરદોમાં આ દવા બાળકોની ઉમરના પ્રમાણમાં એકથી ત્રણ ટીપાં જેટલી લેઇ મધ સાથે મેળવીને આપવાથી ફાયદો થાય છે, અને સ્ત્રીઓ જો ચાર ટીપાં જેટલી દવા લેઇ મધ સાથે સેવન કરે તો તેઓના ઋતુ સબંધિ અનેક વિકારો દુર થાય છે.

એ રીતે આ સર્વ સાધારણ ઉપાય સ્ત્રી, પુરૂષ અને બાળકોનાં સર્વે દરદો ઉપર ગુણકારી નીવડે છે, જેથી જેની પાસે આ દવા તૈયાર હોય છે તેને હાલ ચાલ થતાં દરદો માટે બીજી દવાઓની જરૂર રહેતી નથી, કારણ કે તે હરેક રોગમાં કામ લાગે છે. આ ઔષધના આવા ચમત્કારીક ગુણોને લેઇને લાહોર, મથુરાં, બીયાવર

વિગેરે શહેરોના ઔષધો વેચવાનો હુકમ લેઇ બેઠેલા કેટલાએક વૈદો તેને અથાગ શ્રમે શોધી કાઢેલી રામબાણ પેટન્ટ દવા બનાવી રહ્યા છે અને " અમૃતધારા " " પિયુષધારા " " સુધાસિંધુ " " અમૃતબિન્દુ " વિગેરે ભિન્ન, ભિન્ન નામો સાથે પ્રસિદ્ધિમાં મુકી હજારો રૂપીઆ કમાઇ રહ્યા છે. આ રીતે પઇસા પ્રાપ્ત કરવાનો તેઓને પડતો અચ્છો તડાકો જોઇને ગુજરાતના પણ કેટલાએક વેપારીઓએ તેઓનું અનુકરણ કર્યું છે, અને આ પ્રવાહી બનાવવાને માટે મેળવવામાં આવતાં ઔષધોના માપમાં ફાવે તેમ વધઘટ કરીને અનેક ચિત્તાકર્ષક નામવાળાં પેટન્ટ મેડીસીનો તૈયાર કર્યાં છે. આમ સ્વચ્છંદ રીતે જુદી જુદી બનાવવામાં માત્ર આ ચીજોના માપમાંજ વધઘટ કરાય છે. અગરતો કદાચ કોઇ વધારાની ચીજ ઊમેરાય છે, પરંતુ મૂળમાં તો એ ત્રણે ચીજો ઓછા વધતા પ્રમાણમાં હોયછેજ.

કોઇ, કોઇ બનાવટમાં એ ત્રણે ચીજો સરખા ભાગે ન હોતાં પીપરમીન્ટનાં ફુલ એક ભાગ, અજમાનાં ફુલ બે ભાગ અને કપુર ચાર ભાગ હોય છે, ત્યારે કોઇની બનાવટમાં એક ભાગ પીપરમીન્ટનાં ફુલ, અને કપુર તથા અજમાનાં ફુલ એ બે, બે. ભાગ હોય છે. વળી કોઇ, કોઇ બનાવટ કરવાવાળાઓ તેમાં એક ભાગ કાર્બોનેટ ઓફ એમોન્યા અથવા નવ સાગરનાં ફુલ પણ ઉમેરે છે, જે આવી રીતે બનાવવામાં આવે છે કેઃ—

સળીઓવાળા નવસાગરને લીંબુનો રસ, અમરવેલનો રસ, સાટોડીનો રસ અને કેળનું પાણી એ દરેકમાં એક, એક દિવસ સુધી તડકે સુકવતાં જ્યારે તદન સુકાઇ જાય ત્યારે માટીની એક ન્હાની હાંડીમાં નાંખી તેના ઉપર બરાબર રીતે મ્હોઢું બેસતું આવે તેવી

બીજી હાંડી ઊંધી ઢાંકી ગરમ પાણીથી ભીંજવેલા અડદના લોટથી તે બન્ને હાંલ્લીઓનો સાંધો બંધ કરી ચુલે ચડાવી બોરનાં લાકડાંનો ધીમો અગ્નિ બે પહોર સળગાવવો અને ઉપરની હાંલ્લીના તળીઆ ઉપર આઠ પડ કરેલું એક ભીનું કપડું રાખી મુકવું. જે સુકાતુ જાય તેમ, તેમ પાણીથી ભીંજવતા રહેવું; જેથી નવસાગરનાં ફુલ ઊડી ઉપરની હાંલ્લીના તળીએ ચોંટશે, જે હાંલ્લી શીતળ થયા પછી સાંધો ઉખેડી ઉપરના હાંલ્લામાંથી લેઇ લેવાં.

આ રીતે આ ઔષધને બનાવવાની આજકાલ જો કે અનેક રીતો પ્રચલિત છે, તો પણ કપુર, અજમાનાં, પીપરમીન્ટનાં ફુલ એ ત્રણે ચીજો સરખા ભાગે લેવી એ રીત વધારે અનુભવિક છે. જે મનુષ્ય કપુરનો ભાગ વધારે ભાગ વધારે પ્રમાણમાં લેઇને આ ઔષધ તૈયાર કરે છે, તેઓના કરતાં ત્રણે ચીજો સરખા પ્રમાણમાં લેઇને કરવામાં આવેલું ઔષધ કિંમતમાં કંઇક મોંઘું પડે ખરૂં ! પરંતુ ગુણમાં પણ તેટલા પ્રમાણમાં અધિક થાય છે, અને તેથી અમારા અનુભવ પ્રમાણે તો ત્રણે ચીજો સરખા ભાગે લેઇને આ ઔષધ બનાવવું એ વધારે ઉત્તમ છે.

એ મુજબ આ ઔષધ બનાવીને પછી "કૃષ્ણકુપી," "મેઘકુપી" "અજરામર કુપી" "સુધાનીધિ" વિગેરે એકાદ મનપસંદ નામનું લેબલ મારી રાખી મુકવુ, અને જ્યારે જોઇએ ત્યારે ઉપર બતાવેલી વિધિ મુજબ જુદાં જુદાં દરદો ઉપર તેનો ઉપયોગ કરવો.

---

## અળસીઆં.

સં. ભૂનાગ, ભૂલત્તા. મ. ગાંડુળ. ફા. ખરાતીન. ઈં. Earth worm.

અળસીઆં એ પ્રસિદ્ધ પ્રાણી છે, ચોમાસાની રૂતુમાં આની ઉત્પત્તિ વિશેષ થાય છે. એ વીંતભર લાંબાં હોઇ લાલ રંગના થાય છે. એનો આકાર સાપને મળતો હોય છે અને ઉત્પત્તિ જમીનમાંથી થાય છે માટે સંસ્કૃત ભાષામાં એને "ભૂનાગ" ના નામથી ઓળખવામાં આવ્યાં છે. આ સર્વત્ર પ્રસિદ્ધ હોવાથી વિશેષ ઓળખાણની જરૂર નથી.

ઉપયોગ—અળસીઆંમાં ઘણા અજાયબ ગુણો રહેલા છે, અને તેથી તે જુદાં જુદાં કાર્યોની સિદ્ધિ માટે જુદી જુદી રીતે વપરાય છે, જેમાંની મુખ્ય નીચે મુજબ છે.

૧ નપુંશકતા માટે—બશેર અળસીઆંને લાવીને છાશમાં ધોઈ નાંખી પીવાનો દારૂ ગાળવાની રીત મુજબ નલિકાયંત્રથી તેનો અર્ક કાઢવામાં આવે છે, જે નાગરવેલના પાન સાથે દરરોજ સવાર, સાંઝ એક, એક ટીપા જેટલો ખાવાથી નપુંસક સ્થિતિમાં આવી પડેલા પુરૂષને ત્રણ દિવસમાં પુરૂષાતન પ્રાપ્ત થાય છે.

૨ વાળાના દરદ ઉપર—સુકાં અળસીઆંનું ચૂર્ણ કરી દરરોજ સવાર, સાંઝ એક વાલ ચૂર્ણ લેઇ ગોળ સાથે ગોળી કરીને આપવાથી ત્રણ દિવસમાંજ શરીરમાંના સર્વે વાળા બળી જાય છે. આ પ્રયોગ ચાલતો હોય ત્યારે કેવળ દુધ, ભાતનોજ ખોરાક લેવો જોઇએ.

**ભુનાગ સત્વવિધાન**—જે જમીનમાં સોનું, રૂપું, ત્રાંબુ કિંવા લોઢું ઉત્પન્ન થતું હોય એવી જમીનમાં ઉત્પન્ન થયેલાં ૨૫૬ તોલા અળસીઆં લાવી પ્રથમ હળદરના રસથી ધોઈ નાંખી પછી ચોખ્ખા પાણીથી ધોઇને સાફ કરવાં; બાદ ચોવીશ કલાકથી ભુખ્યા રાખેલા મોર કિંવા જુવાન કુકડાને તે બધાં અળસીઆં ધીમે, ધીમે ખવડાવી દેવાં, અને તેની જે હગાર નીકળે તે લેઇને જવખાર અને ખાટા લીંબુના રસ સાથે ઘુંટીને સખ્ત તડકે સુકવીને માટીના એક કુંડામાં નાંખી અગ્નિ ઉપર ચડાવી બાળીને રાખ કરવી. એ રાખમાં ગોળ, ગુગળ, સફેદ ચણોઠી, ઘી, મધ અને ટંકણખાર એ ચીજો સરખા ભાગે મેળવી સારી પેઠે ઘુંટીને માટીની મોટી મજબુત મુષમાં એટલે સોની લોકો સોનું, રૂપું ગાળવાને વાપરે છે તેવી કુલડીમાં નાંખી તે કુલડીને લુહારની ભઠ્ઠીમાંથી બહાર કાઢી ઠંડી પડવા દેવી, જેથી તેની અંદરની બધી ચીજો પીંગળીને એક બીજા સાથે મળીને કાટોડા જેવો પદાર્થ બની ગયેલો દ્રષ્ટિએ આવશે. એ કાટોડાઓને ખાંડીને પાણી વડે સારી પેઠે ધોઇ નાંખતાં તેમાંથી જે રવા એટલે કણીઓ જેવો પદાર્થ દ્રષ્ટિએ આવે તે જાળવીને કાઢી લેવા, અને તે રવાઓને એક કુલડીમાં નાંખી સોનું ઓગળે તેટલી વાર અગ્નિ ઉપર ધરવાથી તે બધા પીગળી જઇ એક રસ થઇ જશે, તેની એક ઢાળકી પાડી લેવી.

**બીજી રીત**—અળસીયાં એકઠાં કરી એક ઘડામાં ભરી તેમાં બકરીનું દુધ રેડી અગ્નિ ઉપર રાખી રાખ કરવી, પછી તેમાં ટંકણ મધ, ઊંટ અને ઘેટાંના વાળ, હરડે, બહેડાં, આમળાં, માખનું ઘી અને ગુગળ એ દરેક સાડા ત્રણ; ત્રણ તોલા, તથા સાજીખાર પોણાત્રણ તોલા લેઇ કરેલું ચૂર્ણ મેળવી તેને ગાયના છાણ સાથે

મિશ્રિત કરી છાણાં તૈયાર કરવાં. જે સુકાઇ જાય ત્યારે એક લાંબો ખાડો ખોદી તેમાં ધવ, બાવળ કે ખેરનાં લાકડાં ભરી તે ઉપર સહુ છાણાં મુકી અગ્નિ સળગાવવો. જ્યારે અગ્નિ શિતળ થઇ જાય ત્યારે રાખને પાણીથી સારી પેઠે ધોઇ નાંખવાથી તેમાંથી જે ત્રાંબા જેવા રવા નીકળે તેને એક કુલડીમાં ભરી અગ્નિ ઉપર મુકી પીંગાળી ઢાળકી બનાવી લેવી.

આ મુજબ વિધિથી કાઢવામાં આવેલું અળસીઆંનું સત્વ કે જે ત્રાંબા જેવા રૂપ, રંગનું નિકળતું હોવાથી " ભૂનાગ તામ્ર " એટલે અળસીઆંના ત્રાંબાના નામથી ઓળખાય છે તે બે આની ભાર અને ચોખ્ખું સોનું અડધો તોલો લેઇને એ બન્નેને ભેગાં ગાળીને એક વીંટી બનાવવી, જે એક સાધારણ વીંટી તરીકે નહિ, પરંતુ ખરેખર ! અદભુત ચમત્કારીક જાદુઇ વીંટી તરીકે ઉપયોગમાં આવશે. જો કોઇ સ્ત્રીને પ્રસવ થતો અટકયો હોય અને તેથી તેને કષ્ટ થતું હોય તો આ વીંટીને થોડા એક પાણી સાથે સારી પેઠે ધોઇ નાંખીને તે પાણી પાવાથી તત્કાળ પ્રસવ થશે. વળી આ પ્રમાણે વીંટી ધોઇને તૈયાર કરવામાં આવેલું પાણી દરરોજ આંખોમાં નાંખવાથી ભયંકર નેત્ર રોગો પણ નાબુદ થશે. આ વીંટી મહોડામાં રાખીને સાપ પકડવાથી જો તે ડંખ મારે તો પણ તેનું ઝેર ચડતું નથી, તેમજ બે રતી જેટલી આ વીંટી પાણીમાં ઘસીને પાવાથી સર્પદંશ, અફીણ તથા વચ્છનાગ વિગેરેનું ઝેર તત્કાળ ઉતરી જાયછે. હર ટાઇમે ખાવાના ખાણામાં કે પીણામાં આ વીંટી મુકવાથી જો તેમાં ઝેર મિશ્રિત થયેલું હોય તો તત્કાળ ઉભરો આવી ઝેર બાતલ થાય છે. અને તેથી શત્રુ તરફથી દગો થઇ અકાળ મૃત્યુ થવાની ધાસ્તી રહેતી નથી.

એક કઢાઈમાં થોડું એક તલનું તેલ નાંખી તેમાં આ વીંટીને મુકી તેલને સારી પેઠે કકડાવીને શિતળ થયેથી એક બાટલીમાં ભરી રાખવું. આ તેલ કાનમાં નાંખવાથી કાનનાં દરદો દુર થાય છે. અર્શ ઉપર ચોપડવાથી અર્શની પીડા નાબુદ થાય છે. ગુમડાં, ત્રણ, કોઢ કિંવા કોઈ પણ કારણને લીધે પડેલાં ચાંદાં, ચાંદીઓ, ભાઠાં વિગેરે ઉપર ચોપડવાથી બીજા કોઈ પણ ઔષધ કરતાં જલદી રૂઝ આવે છે. વાયુના ચસકા, ચળ, વિગેરે ઉપર માલીસ કરવાથી થતી વેદના તત્કાળ શમી જાય છે.

આ સત્વનો સંયોગ થવાથી પારો ઉડી ન જતાં અગ્નિ ઉપર સ્થિર થાય છે. અને તેથી મલ્લીનાથ નામનો મહાન સમર્થ જૈન તિર્થંકર પોતાના "ધાતુ રત્ન વિવાહ" નામના ગ્રંથમાં જણાવેછેકે:—

भूताम्रपात्रे रस कोरि भारा प्रपुरिकानांच सागांबुनाभीः ॥
अयप्रदीपाग्नि दद्याच्च रात्रौ सप्ताहके हेम भवेद्वहि ॥

ॐ

પાંચ તોલા અળસીઆનું ત્રાંબુ લેઈ તેની એક વાડકી બનાવવી. એ વાડકીમાં પાંચ તોલા પારો નાંખી રાત્રિના સમયે ચુલે ચડાવી નીચે કેવળ દીવાની જ્યોત જેટલો અગ્નિ સળગાવવો, અને વાડકીમાં સાગનાં કોમળ પાંદડાંમાંથી કાઢેલો રસ ભરતા રહેવું. આ પ્રમાણે સાત દિવસ કરવાથી તે પારો સોનાના સ્વરૂપમાં બદલાઈ જાય છે. "યોગરત્નાકર" નામના પ્રતિષ્ઠિત વૈદક ગ્રંથમાં જણાવેલું છે કે:-

भूत्वा क्षीरखरीमूलं वारिणामर्दये दढम् ॥
तन्मूषांलेपयेन्मध्ये तन्मध्येनिक्षिपेद्रसम् ॥

पंचटंकप्रमाणांतां मूषामंगारके क्षिपेत् ॥
एवंबद्धोभवेत्सूतो मूषान्तःस्थोद्दढो भवेत् ॥

અળસીઆં અને અઘેડાનાં મૂળ એ બન્ને સરખા ભાગે લેઇ પાણી સાથે સારી પેઠે ખરલ કરીને એક માટીની કુલડીમાં તેનો લેપ કરવો. બાદ એ કુલડીમાં પાંચ ટાંક પારો નાંખી તે કુલડીને કોલસાના અંગારામાં મુકવી, જેથી કુલડીની અંદર પારાની ગોળી બંધાઇ જશે.

આ સિવાય બીજા પણ અનેક ચમત્કારીક પ્રયોગો શાસ્ત્રોમાં વર્ણવવામાં આવ્યા છે. પરંતુ ધર્મના બાધને લેઇને એક પણ પ્રયોગ અમે અજમાવી શકયા ન હોવાથી વિશેષ વિવેચન કરવું યોગ્ય ન ધારી આટલેથીજ અટકીએ છીએ. જેને આવો બાધ ન હોય તેઓ એ ઉપરોક્ત પ્રયોગો અજમાવી તેનું પરીણામ જણાવશે તો હેથી વૈદકની સેવા કર્યા બદલનો મહાન ઉપકાર થશે.

---

## અરડુસી.

સં. વાસા, આટરૂષ, હિં. અરૂસા. મ. અડુળસા. બં.વસાકા. લે. Adhatoda Vasika.

વિવરણ—એનાં ઝાડવાં ચારથી આઠ ફીટ ઉંચાં થાય છે, જેમાં સામ સામી ઉંચી ચડતી શાખાઓ નીકળી તેઓના ઉપર ચારથી આઠ ઇંચ લાંબાં અને બેથી ત્રણ ઇંચ પહોળાં પાંદડાં એક બીજાની સામ સામે આવે છે. પુષ્પો ધારણ કરનારી સળીઓ લાંબી કલંગી જેવી હોય છે અને તેઓ ઘણું કરીને શાખાઓના છેડા પાસે નીક-

મે છે. ફુલો પીળા રંગનાં અને ટીકા જાંબુડા કે ભુરા રંગનાં છાંટ-ણાં વાળાં હોય છે, ફળો ૦॥। ઈંચ લાંબા અને ચાર બીજવાળાં હોય છે.

ઉપયોગ—અરડુસી ઘણા લાંબા સમયથી દવા તરીકે એટલી બધી પ્રખ્યાત થયેલી છે કે સાધારણ ગામડીઆં મનુષ્યો પણ તેનો ઝાડો, મરડો, ઉલટી, તાવ, ત્રિદોષ, કમળો, સોજા, સંધિવા વિ-ગેરે અનેક દરદો ઉપર ઉપયોગ કરે છે, પરંતુ દેશી વઇદકમાં ખાસ કરીને તે જુની રૂધરસ, દમ, કફ અને ક્ષય રોગનો અકસીર ઉપાય મનાય છે અને તેથી પ્રાચીન વૈદ્યોએ તેની એટલા સુધી પ્રશંસા કરેલી છે કેઃ—

वासायां विद्यमानाया माशायांजीवितस्यच ॥
रक्तपित्ती क्षयीकासी किमर्थमवसीदति ॥

અરડુસી હયાત હોવા છતાં રક્તપિત્ત, ક્ષય અને ખાંસીના દરદીઓએ જીવવાની આશા શા માટે છોડવી જોઇએ ?

જો કે દેશી વૈદ્યોને તો તેના ગુણોનો આટલો બધો વિશ્વાસ છે અને તેથી ક્ષયના દરદ ઉપર પણ તેનો છુટથી ઉપયોગ કરે છે, પરંતુ આ દેશમાં થતી વનસ્પતિઓના ગુણ દોષ નક્કી કરવાને હિન્દુસ્થાન સરકારે નિમેલી "ઇન્ડાઇજેન્યસડ્રગ કમિટિ ઓફ ઇ-ન્ડીઆ" પોતાના રિપોર્ટમાં જણાવે છે કેઃ—

It may be observed here that the verdicts of recent trials in Indian hospitals may be said to confirm belief in the plant as affording

relief in chronic bronchitis and asthma, but to preclude acceptance of its reputed virtue in cases of phathisis.

તે વાત તો અહીંઆં જણાવવી જોઈએ કે હિન્દુસ્થાનની હૉસ્પિટાલોમાં દમણાં કરવામાં આવેલી અજમાશોના પરીણામમાં આ છોડ જુની બ્રોન્કાઇટીઝ એટલે શ્વાસ નળીની ખાંસી તેમજ દમના રોગમાંથી ફરદીને મુક્ત કરે છે એમ મનાયું છે. પરંતુ ક્ષયના દરદને નાબુદ કરવાની બાબતમાં આ દવાના જે વિશાળ ગુણો મનાએલા છે તે ખરા છે કે કેમ તે માનવામાં વાંધો છે.

" ફારમાકોપીઆ ઑફ ઇન્ડીયા " નામે પુસ્તકનો લેખક પોતાના ખાસ અનુભવથી આ દવાની ખાંસી તથા દમના દરદ માટે મજબુત ભલામણ કરે છે, પરંતુ તેને એવી ખાંસી તથા દમમાં વાપરવાને કહે છે કે તેની સાથે તાવ હોય નહિ. આ વાતને ધ્યાનમાં રાખવાની તે ખાસ કરીને ભલામણ કરે છે, જ્યારે દેશી વૈદ્યો પોતાના વંશપરંપરાના લાંબા સમયના અનુભવથી જણાવે છે કે તાવવાળા કેસોમાં પણ તે ફાયદો કરે છે. માત્ર તે તાવ વાયુથી પેદા થએલો હોવો જોઇએ નહિ.

નાકોલીની હોસ્પિટાલના આસિસ્ટંટ સર્જન આનંદચંદ્ર મુકરી જણાવે છે કેઃ—આ હૉસ્પિટલના આસિસ્ટંટ ડૉક્ટર ગોપાલચંદ્ર મુખર્જી કે જેમને દમનો વ્યાધી થયો હતો તેઓ બીજી બધી દવાઓમાં નિષ્ફળ થયા પછી આ ઔષધિનાં તાજાં પાંદડાં સુકવીને બીડી તરીકે પીવાનો અભ્યાસ રાખવાથી દમના દરદમાંથી મુક્ત થયા હતા.

સર્જન જે. એફ. ડબલ્યુ મીડાજ જણાવે છે કે:—આનાં તાજાં પાંદડાનો ઉકાળો કરીને આપવાથી તે સળેખમ સાથેની ખાંસીમાં બહુ ઉપયોગી નીવડે છે.

કચ્છ–ભુજના સરજન ડબલ્યુ. બેકન સાહેબ જણાવે છે કે:—એનાં પાંદડાંનું ચૂર્ણ કરી એકથી વીસ ગ્રેનની માત્રામાં ઉત્તમ કફઘ્ન ઔષધ તરીકે જુની ખાંસી તથા દમનાં દરદમાં અપાય છે.

પબનાના સર. મે. આર. એલ. દત્ત જણાવે છે કેઃ—અરડુસી બે જાતની થાય છે એક લાલ ફુલવાળી અને બીજી સફેદ ફુલવાળી, તેમાં પહેલી એટલે લાલ ફુલવાળી ક્ષય તથા ખાંસીની દવા તરીકે ઘણી અગત્યની છે.

મદ્રાસ ઇલાકામાં ગંજા ડીસ્ટ્રીકટના સર્જન પી. કીસલી મેકાકોલ જણાવે છે કેઃ—અરડુસીનાં પાંદડાં બાફીને જો તેનાથી શેક કર્યો હોય તો ચસકા તથા સંધિવા મટી જાય છે. વળી તે સોજાઓને કમી કરવામાં પણ ઉપયોગી નીવડે છે.

બેંગલોરના સરજન મેજર જોન નોર્થ જણાવે છે કે:—આ વનસ્પતિ મહીસુરમાં બહુજ સાધારણ છે, અને એના મૂળનું ચૂર્ણ કરી તેનો મેલેરીયાના તાવને માટે દેશી ડૉકટરો બહુ ઉપયોગ કરે છે.

સરજન મેજર ફીટ્સ પેટીરક જણાવે છે કે—દેશી વૈદ્યો પાંડુરોગ સાથેના જળોદરના વ્યાધિમાં એનો મૂત્રલ તરીકે ઉપયોગ કરે છે.

સરજન મેજર રોબ જણાવે છે કે:—આનાં પાંદડાંનો રસ આમાતિસાર અને રક્તાતિસારમાં વપરાય છે અને જો મરડામાં

ખળું લોહી જતું હોય તો તેને બંધ કરવાને માટે અત્યંત ઉપયોગી છે. પારીસ કેમિકલ સોસાયટીના મેમ્બર કે. એમ નાડકર્ણી જણાવે છે કે:—The fresh juice two drachms with honey or with one dracum of gingerjuice or a decoction of the leaves and root with pepper is an excellent cough mixture useful in chronic bronchitis, asthma and consumption, The juice of the leaves is considered useful for diarrhoea and dysentery, especially in haemoptysis and in bleeding of dysentery. The strong decoction is an efficacious fomentation to rheumatic and painful swellings and neuralgias.

અરડુસીનાં પાંદડાંનો તાજો રસ બે ડ્રામ એટલે લગભગ ૦॥ થી ૦॥। તોલા જેટલો લઇને મધ સાથે અથવા તો એક ડ્રામ આદાના રસ સાથે મેળવીને આપવાથી અથવા તો તેનાં મુળીયાં અને પાંદડાંનો ઉકાળો કરીને તેમાં મરીયાં કે લીંડીપીંપરનું ચૂર્ણ મેળવીને આપવાથી તે એક ઉત્તમ કફ મીક્શ્ચર તરીકે કામ કરે છે, અને તે સસણી, જુની ખાંસી, શ્વાસ અને ક્ષયના દરદમાં ઉપયોગી છે, વળી પાંદડાંનો રસ જે ઝાડા અને મરડામાં લોહી જતું હોય તેમાં ખાસ રીતે ઉપયોગી છે. એનો ગાઢો ઉકાળો કરી તે વડે શેક કરવો. એ સંધિવા, વેદનાયુક્ત સોજા અને પક્ષઘાતમાં અસરકારક છે.

ક્ષય ઉપર આ ઔષધિ આબાદ રીતે કામ કરતી હોય કિંવા ન હોય, પરંતુ આ બધા અભિપ્રાયો તેમજ જાતિ અનુભવથી એ-

ટલું તો સિદ્ધ છે કે તે દમ, અને સસણી કિંવા સળેખમ સાથેની ખાંસીમાં રામબાણ ફાયદો કરે છે. વળી ઉલટી કિંવા ઝાડાવાટે પડતા લોહીને પણ તે અટકાવે છે. અને પાંડુ, જળોદર, સોજા વિગેરેનાં દરદો માટે પણ ઉત્તમ કામ કરે છે. આ બધાં કાર્યો માટે તેની જુદી જુદી અનેક બનાવટો વપરાય છે, પરંતુ તેઓ પૈકી વધારે પ્રચલિત બનાવટો આ મુજબ છે.

૧. વાસાસ્વરસ—અરડુસીનાં તાજાં પાંદડાંને વાટી કપડામાં નાંખી નીચોવીને રસ કાઢી લેવો. એ રસ ૦॥ થી એક તોલાના પ્રમાણમાં લેઇ મધ કિંવા સાકર નાંખી આપવાથી ઉલટી વાટે કિંવા ઝાડા વાટે પડતું લોહી બંધ થાય છે. "યોગ રત્નાકર"

૨. વાસાવલેહ—અરડુસીનો રસ તોલા ૬૪, સાકર તોલા ૩૨ અને ઘી તોલા આઠ લેઇ મંદાગ્નિથી પકાવતાં જ્યારે ચાટી શકાય એવો અવલેહ તૈયાર થાય ત્યારે નીચે ઉતારી તેમાં આઠ તોલા લીંડીપીપરનું ચૂર્ણ ઉમેરવું અને જ્યારે તે અવલેહ સાફ ઠંડો પડી જાય ત્યારે એટલે બીજા દિવસે તેમાં બત્રીશ તોલા મધ મેળવીને તેને કાચ કે ચીનાઇ માટીની બરણીમાં ભરી રાખવું. માત્રા. ૦॥ થી એક તોલો. ઉપયોગ ખાંસી, દમ, રક્તપિત્ત, હૃદય રોગ અને શરૂઆતના ક્ષય ઉપર. "ભાવ પ્રકાશ"

૩ અરડુસીનું ચાટણ—અરડુશીનાં લીલાં પાંદડાંને વાટી તેનો એક ગોળો બનાવી તે ગોળા ઉપર વડનાં પાંદડાં વીંટાળી તેના ઉપર માટીનો બે આંગળ જાડો લેપ ચઢાવી અગ્નિની ભરસાડમાં ભારી રાખતાં જ્યારે ગોળા ઉપરની માટી પાકીને લાલ થયેલી જણાય ત્યારે ગોળાને ભરસાડમાંથી કાઢી લેઇ તેના ઉપર-

ની માટી દુર કરી ગોળાને નીચોવીને તેનો રસ કાઢી લેવો. એ રસ ૬૪ તોલા લેઈને તેમાં બત્રીશ તોલા સાકર મેળવીને ચાસણી બનાવતાં જ્યારે મધ જેવું ચાટણ તૈયાર થાય ત્યારે નીચે ઉતારો તેમાં ચાર તોલા હજદર અને તેટલુંજ બહેડાંના ફળનું ચૂર્ણ ઉમેરવું. માત્રા ૦।। થી એક તોલો. ઉપયોગ-ખાંસી, કફ, શ્વાસ, ક્ષય, રક્તપિત્ત અને ઝાડા કે ઉલટી રસ્તે પડતા લોહી ઉપર.

૪ વાસાસવ—અરડુસીનાં પાંદડાં દશ શેર લેઈ તેને ૧૦૨૪ તોલા પાણી સાથે ઉકાળતાં જ્યારે ૨૫૬ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેઈ તે પાણીમાં બસો તોલા ગોળ અને સોળ તોલા ધાવડીનું ચૂર્ણ તથા તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, કંકોલ, સુંઠ, મરીઆં, પીંપર અને નાગરમોથ એ દરેક ચીજ બે, બે તોલા લેઈ તેઓનું ચૂર્ણ કરીને નાંખવું. બાદ માટીના એક ચીકા વાસણમાં કિંવા બરણીમાં ભરી તે વાસણનું મ્હોડું બંધ કરી પંદર દિવસ રાખી મુકી પછી ગાળી લે ઉપયોગમાં લેવું. માત્રા-૦।। થી બે તોલા જેટલો આ આસવ લેઈ તેટલાજ પાણી સાથે મેળવીને પીવો. ઉપયોગ-પાંડુ, જળોદર, અને સોજાના દરદ ઉપર.

૫ બ્રાઈટ ડીઝીઝ એટલે ગુરદાના દરદ ઉપર અરડુસી અને લીંબડાનાં પાંદડાં બાફીને તેનાવડે પેઢુ ઉપર વરાળીઓ શેક કરવાથી અને અરડુસીનાં પાંદડાંના ૦।। તોલા રસમાં તેટલુંજ મધ મેળવીને પીવાથી અત્યંત ચમત્કારીક રીતે આરામ થાય છે.

૬ દમનાશક સીગારેટ—તાજાં પાંદડાંને સુકવી ભૂકો કરી તેની સીગારેટ કિંવા, બીડી બનાવીને પીવાથી દમના દરદમાં ઘણીજ ઉત્તમ અસર થાય છે.

# ઇંદ્રવારણી.

સં. ઇન્દ્રવારૂણી, ગવાક્ષિ, મહાફલા, વિશાલા, મ કાંવડગ, હિં. ઇંદ્રાયન, ઘોરૂમ્બા. લા. Citrullus Colocynthis.

વિવરણ—ખરાં ઇન્દ્રવરણાં અથવા જેને સંસ્કૃતમાં મહાફલા કહે છે તેની જગ્યાએ કાઠીયાવાડમાં ન્હાના ફળવાળાં ઇંદ્રવરણાં એટલે ગાય વસુકણાં અને કાંટાળાં ઇંદ્રવરણાં ઔષધ તરીકે વપરાય છે, પરંતુ ખરાં ઇંદ્રવરણાંના વેલા તેના કરતાં લાંબા હોય છે. એમાં તરબુચનાં પાન જેવાં વિભાગીત પાન થાય છે અને નર તેમજ માદા ફુલો એકજ વેલા ઉપર જુદાં જુદાં આવે છે, જે ફીક્કાં પીળા રંગનાં હોય છે. ફળ ગોળાઈ લેતાં બેથી ત્રણ ઇંચ વ્યાસનાં પ્રથમ લીલાં અને પાછળથી પીળા સફેદ રંગિન પટાઓવાળાં થાય છે, જે લીસાં અને ચળકતાં હોય છે. બીજ ભૂરાં, લીસાં, ચળકતાં લંબગોળ, ચપટાં, એક છેડે ગોળાઇ લેતાં, અને બીજે છેડે અણીવાળાં હોય છે. એ અણી પાસે સોળા ટપકી અને બન્ને બાજુએ ટુંકી બે, બે તીડ હોય છે. બીજ બે લાઇન લાંબાં અને દોઢ લાઇન પહોળાં હોય છે. એનો આખો વેલો, ફળ, ફુલ અને બીજ એ બધાં કડવાંજ હોય છે.

ઉપયોગ—ઇંદ્રવરણીનાં ફળ તથા મુળથી જુલાબ લાગે છે અને તે પિત, ઉદર વિકાર, કફ, કોઢ, ગાંઠ, પ્રમેહ, છોડ, કમળો, બરલ, વિષ, રસોળી, આમવાયુ, અંડવૃદ્ધિ વિગેરે દરદોને નાબુદ કરે છે.

" ફારમાકોઆફીયાઇંડીકા " નો લખનાર જણાવે છે કેઃ—

ઈંદ્રવારણાં તીક્ષ્ણ રેચક છે અને કબજીયતને માટે ઉપયોગી છે. વળી તે યકૃત એટલે લીવરનો વરમ, પેટના સોજા, જળોદર અને જેમાં રેચની જરૂર પડે છે તેવાં દરદોમાં વાપરવામાં આવે છે.

મખઝન ઉલઅદ્દીયા વિગેરે પુસ્તકોના લખનારા મુસલમાન ગ્રંથકારો જણાવે છે કેઃ—ઇંદ્રવારણાં શરીરના બધા ભાગોમાંથી એકઠા થયેલા કફને પાડી નાંખવાને માટે એક સખ્ત જુલાબ છે, અને તેથી એનાં ફળો, પાંદડાંઓ, અને મુળીઆઓ કબજીયતને માટે, જળોદરના માટે, કમળાના માટે, ચુંકના માટે, કૃમિના માટે અને રસવિકારના માટે વપરાય છે.

" મેટેરીયા મેડીકા ઓફ વેસ્ટર્ન ઇન્ડીયા " ના લેખક ડૉક્ટર ડીમક સાહેબ જણાવે છે કેઃ—મખઝનનો લખનાર એને વાપરવાની એક એવી વિચિત્ર રીતિ બતાવે છે કે ઇંદ્રવરણીનું એક ફળ લેઇ તેની એક બાજુએથી ડગળી કાઢીને પછી તે ફળમાં અંદરીઆં ભરી પછી ડગળી બંધ કરીને તેના ઉપર માટી લગાડીને કેટલાએક દિવસો સુધી ચુલાની પાસે ઉનાં રાખમાં ભરી દેવામાં આવે છે અને ત્યાર બાદ તે મરીઆંને કાઢી લેઇ સુકીને ચૂર્ણ કરી દીપન, પાચન જુલાબ તરીકે વાપરવામાં આવે છે. વળી કોઇ કોઇ પ્રસંગે મરીઆંને બદલે રેવંચીનાં મુળીઆં પણ ભરવામાં આવે છે.

" બ્રીટીશ મેટેરિયા મેડીકા " માં જણાવવામાં આવ્યું છે કેઃ—ઇંદ્રવરણાં એ એક પ્રવાહી અતિશય રેચક મળ લાવનાર જલદ જુલાબ છે અને તેથી નિરંતર રહેતા તથા ઘણા સખ્ત બંધકોષમાં, વાયના દરદમાં, જળોદરના વ્યાધિમાં, ઋતુસ્રાવ અને ગર્ભસ્થાનના

દરદમાં, કાળજુ, પેટ અને કમળાના દરદમાં તેમજ માથાના જુદા જુદા વ્યાધિઓમાં વાપરવાથી ઘણીજ સારી અસર થાય છે.

આ બધા અભિપ્રાયો ઉપરથી જણાય છે કે ચંદ્રવારણી એ એક ઉત્તમ દવા છે, તો પણ જ્યારે તે એકલી વાપરવામાં આવે છે ત્યારે અતિશય ચુંક અને અમળાટને પેદા કરે છે, અને તેથી તેને સ્વતંત્ર રીતે નહિ વાપરતાં બીજા વાતહર પદાર્થો સાથે મેળવીને વાપરવી જોઈએ કે જેથી ચુંક લાવવાની અસર કરે નહિ. આ પ્રમાણે થવાને માટે દેશી વૈદકમાં અનેક બનાવટો વપરાય છે, પરંતુ એક યોગી મહાત્માની કૃપા કટાક્ષથી પ્રાપ્ત થયેલી ખાસ અનુભવિક બનાવટ આ મુજબ છે.

પવિત્રચૂર્ણ—અજમો ૫૦ તોલા, મીંઢી આવળનાં પાંદડાં દશ તોલા, નસોતરનાં મૂળની છાલનું ચૂર્ણ દશ તોલા, હરડેદળ પાંચ તોલા. આમળાં પાંચ તોલા, બહેડાં પાંચ તોલા, અને સુંઠ, મરીઆં, લીંડી પીંપર, રેવંચીનો શીરો, એળીઓ, ચીત્રાનાં મૂળ, અકલગરો, મેંદાલકડી, આંબાહળદર, સાજીખાર, ફુલાવેલી લાલ ફટકડી લવિંગ, જાયફળ સંચળ, સિંધવ, બીડલુણ, કાચલુણ, સાંભરલુણ, વડાગરૂં મીઠું, ભોંયરીંગણીનાં મૂળ, પીંપળામૂળ, કાળીજીરી, રાઈ. શાહાજીરૂં, ટંકણખાર, જવખાર, મોથ એ દરેક ચીજો પાંચ, પાંચ તોલા લેઈને તેઓને ખાંડીને ચૂર્ણ કરવું. બાદ ચંદ્રવારણીનાં તાજા, બત્રીશ ફળો લાવીને તેઓની એક બાજુએથી ડગળીઓ કાઢીને તે ફળોમાં એ ચૂર્ણને ભરીને તે ફળોને કપડ માટી કરીને છાણાંના અંગારાની ભાઠમાં ઘાલી પકાવતાં જ્યારે ફળો ઉપરની માટી પાકીને લાલ થયેલી નજર પડે ત્યારે અગ્નિમાંથી કાઢી લેઈ ફળોના ઉપર

ની કપડમાટી દુર કરીને તે કુજાની અંદર ભરેલું ઔષધ તથા કુ-
જાનો ગર્ભ, બીજ બન્નેને કાઢી લઈ છાંયે સુકવી ખાંડીને ચૂર્ણ
કરવું. આ ચૂર્ણ દરરોજ સવાર, સાંજ ૦। થી ૦॥ તોલા જેટલું
લેઈ એક તોલા એરંડીઆ સાથે મેળવી પછીથી દશ તોલા ગાયના
દુધમાં નાંખીને પીવાથી અંડવૃદ્ધીનું દરદ દુર થાય છે. એટલાજ
પ્રમાણમાં એટલે ૦। થી ૦॥ તોલા જેટલું લેઈ પાંચ તોલા ગૌમુત્રમાં
નાંખીને પીવાથી જલોદરનું દરદ દુર થાય છે. બે તોલા કુંવર
ના ગર્ભ સાથે મેળવીને ખાવાથી બદ્ધકોશ, અરોગ અને કાળજાના
ગાંઠ તેમજ કમળો દુર થાય છે. ખડસલીયા પીતપાપડાના ઉકાળા
સાથે લેવાથી તાવનું દરદ નાબુદ થાય છે, બોરડીનાં મૂળના કવાથ
સાથે લેવાથી વાયુ ગોળાની શાંન્તિ થાય છે છાશ સાથે કિંવા
ગરમ જળ સાથે લેવાથી ચૂક, શુળ, પીડ આદિ મટી જાય છે.
એક રતી હીરાકસીનું ચૂર્ણ અને એક તોલો કુંવરના ગર્ભ સાથે
લેવાથી નષ્ટાર્તવનું દરદ દુર થઈ દર માસે નિયમિત અટકાવ આવે
છે, આ સિવાય યોગ્ય અનુપાન સાથે કિંવા શિતળ જળ કે મધ
સાથે સેવાયે વળી તે માથાનાં દરદો, સંધિવા, આમવાત વિગેરે
વિવિધ દરદોને દુર કરે છે. આ પ્રમાણે ઇંદ્રવારણીમાં જો કે અતિ
ઉત્તમ ગુણો રહેલા છે, તોપણ તે આંતરડાની પેચપેચવાળી
ક્રિયાને અનિયમિત કરનાર છે એટલુંજ નહિ પરંતુ જો ઘણા વધારે
પ્રમાણમાં આપવામાં આવે તો આંતરડાંનો સોજો ઉત્પન્ન કરે છે
અને તેથી આ દવા ગર્ભવંતી સ્ત્રીઓને, તેમજ ઝાડા, મરડા અર્શ
કે આંતરડાંના ચાંદાંવાળા દરદીઓને કદી પણ આપવી નહિ.

૨. આંખનું પરવાળાં નામનું દરદ કે જેમાં પાંપણ અંદર વળી
જવાથી તેના વાળ આંખમાં ખુંચે છે અથવા તો પોપચાંની કોર

ઉપર નવા વાળ ઉગીને આંખની અંદરના ભાગમાં જઇને ઇજા કરે છે, અને કેટલીએક વાર તો તેઓ કાળા ડોળા ઉપર ઘસાયછે જેથી ડોળા ઉપર ફુલા જેવી છારી બાઝે છે, આંખમાં કંઇ ખુંચતું હોય ને તેવી ઇજા થયાં કરે છે તેમજ રાત્રિ દિવસ તેમાંથી આંસુ વર્ષા કરે છે, એ દરદ માટે ઇંદ્રવારણી એ એક અજબ ઉપાય છે અને તેનો ઉપયોગ એવી રીતે કરવામાં આવે છે કેઃ—ઇંદ્રવારણીનું એક ફળ લાવી તેની એક બાજુએથી ડગળી કાઢીને પછી તેમાં બે તોલા વજનનો કાળા સુરમાનો કડકો મૂકી ડગળીને પાછી બંધ કરી દેઇ ફળને તડકે મૂકી રાખતાં જ્યારે તે સુકાઇ જાય ત્યારે તે માંથી સુરમાને કાઢીને બીજા ફળમાં મુકવો. એ ફળ પણ સુકાઇ જાય ત્યારે બીજા ફળમાં મુકવો. એ ફળ પણ સુકાઇ જાય ત્યારે તેમાંથી સુરમાને કાઢીને તેનું બારીક ચૂર્ણ કરવું, અને પાંપણના વાળ ચુંટાવી નાંખીને પછી સુરમાનું રાત દિવસ અંજન કરવું, તેથી ફરીથી વાળ ઉગશે નહિ જેથી પરવાળાંની પીડા દુર થશે.

---

## ઈંદ્રવારણી લાલ.

સં. મહાકાલ, હિં. ઇંદ્રાયન, મ. કૌંડલ, મુકાલ, બં માકાલ, તૈ. કાક કોન્ડા, લા. Trionosanthes Palmata. ગુ. લાલ ઇંદ્રવારણી, રાતી ઇંદ્રવારણી.

વિવરણ—રાતી ઇંદ્રવારણીના વેલા ઘણા લાંબા વધે છે અને તે ઘણીવાર ઊંચાં ઝાડો ઉપર ચઢી જાય છે. એનાં પાંદડાં બેથી ૭ ઇંચ વ્યાસનાં અને ત્રણથી સાત ખૂણીઆં કે વિભાગોવાળાં હોય

છે. એના તંતુઓ ત્રણ શાખાઓવાળા અને ફુલો પીળા રંગનાં હોય છે તેમાં નર અને માદા ફુલો જુદાં જુદાં હોય છે, ફુલની પાંખડીઓ ઝાલવાળી હોય છે તેથા તે ઘણી સુંદર દેખાય છે. એનાં ફળો ગોળાઈ લેતાં અને નારંગી જેવડાં હોય છે, તે જ્યારે પાકી જાય છે ત્યારે રાતા રંગનાં થઈ જાય છે, ફળોની અંદરનો ગર્ભ આગાશ લેતા લીલા રંગનો હોય છે, અને તેમાં ઘણાં બીજ આવેલાં હોય છે. એનાં મુળીઆં જમીનમાં ઘણાં ઉંડાં ગયેલાં હોય છે અને તેમાં એક નીચે એક એમ ઘણી ગાંઠો હોય છે.

ગુણદોષ—ઝેરી, ઝાડો તથા ઉલટી કરનાર અને સોજાને કરનાર છે.

ઉપયોગ—માથાના દુઃખાવા માટે આ અકસીર ઇલાજ છે અને તેથી તેના વિષે વિવેચન કરતાં "ઇન્ડીઅન પ્લેન્ટસ અને ડ્રગ્સ નામે ગ્રંથના કર્તા જણાવે છે કે:

The juice of the fruit or the root bark boiled with gingelly oil is a good bath oil for the relief of long standing or recurrent attacks of headache.

એનાં ફળોનો રસ અથવા તો મુળીયાંની છાલને તેલ સાથે પકાવવાથી લાંબા સમયથી ઉત્પન્ન થઈ એક સરખી રીતે રહેલા કિંવા વારેઘડીએ ઉથલો મારતા માંથાના દરદ માટે ચોળવવાનું એક ઉત્તમ તેલ બને છે. (તેલ બનાવતી વખતે જો રસ લેવામાં આવ્યો હોય તો તે તેલથી ચારગણો લેવો. અને જો મુળીયાંની લીલી છાલને ચટણી જેવી વાટીને લેવામાં આવી હોય તો તે છાલથી ચાર-

ગણું તેલ અને સોળગણું પાણી સાથે મેળવીને ઉકળતાં પાણી કે રસનો ભાગ બળી જઇ તેલ માત્ર શેષ રહે ત્યારે ગળી લેઇ ઉપ-યોગમાં લેવું.

**બીજો અજાયબ ઉપાય**—એનાં મુળીઆં નીચેથી નિકળતી સાતમી ગાંઠ આજકાલના પ્લેગ ઉપર ઘણો ચમત્કારીક ઉપાય જ-ણાયો છે અને તેને વાપરવાની રીત એવી છે કેઃ—ઠંડા પાણી સાથે એ ગાંઠને ઘસીને પ્લેગની ગાંઠ ઉપર દિવસમાં બે, ચાર વખત ચોપડવી અને વળી સવાર, સાંઝ બેઆનીભારથી ૦। તોલા જેટલા પ્રમાણમાં પાવી પણ ખરી. આ ઉપાયથી ગાંઠ એકદમ વેરાઇ જવા માંડે છે, તાવ હલકો પડી જાય છે, ઝાડાવાટે પ્લેગનું ઝેર નીકળી જાય છે અને દરદી શુદ્ધિમાં આવવા માંડે છે. અમાના પુ-રીયપના એક સદગૃહસ્થ કે જેઓએ લોકોની જીંદગી બચાવવાની ખાતર પરોપકાર વૃત્તિથી ડૉક્ટરોને હજારો રૂા ખરચ્યા છતાં પણ પોતાની ધારણામાં નિષ્ફળ થયા હતા તેઓને અચાનક એક જંગલી મનુષ્યે આ ઉપાય બતાવવાથી ચાલુ સાલમાં સેંકડો મનુ-ષ્યોને પ્લેગના પંઝામાંથી મુક્ત કરવાને ભાગ્યશાળી થયા છે, અને તેથી આ ઉપાયનો વિશેષ અનુભવ લેઇ જાહેરમાં મુકવા માટે સર્વે વાંચક બંધુઓને ભલામણ કરવામાં આવે છે. વળી એ ગાંઠને ઉપર મુજબ પાણી સાથે ઘસીને તેમાં ૦। તોલો સાકર મેળવીને આપવાથી ઉપદંશ—ગરમીનું દરદ પણ દુર થાય છે. પરંતુ આ ઝેરી વનસ્પતિ છે, માટે તેનો યોગ્ય વિચાર કરીને યોગ્ય માત્રામાંજ ઉપયોગ કરવો.

---

## ઇસપન-હરમર.

સં. દુર્ગપત્ર, ત્રિકોણ બીજ. મ. હરમાર. હિં. ઇસબંદ લાહોરી. અ. હરમલ. ફા. ઇસ્પંદ લા. Pogamum Harmala.

વિવરણ—હરમરના છોડવા એકથી ત્રણ ફીટ જેટલા ઊંચા થાય છે અને તે ઘણું કરીને બારે માસ જોવામાં આવે છે સિંધ, કચ્છ, પંજાબ અને વાવ્યપ્રાંતોમાં તેની ઉત્પત્તિ વિશેષ થાય છે. તો પણ આ દેશના દરેક ભાગોમાં જુનાં ખંડેરો અને કંકર માટી વાળી ભૂખરી જમીનમાં તે છુટી છવાઇ મળી આવે છે. એમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. એનાં પાંદડાં ધરોનાં પાંદડાંને મળતાં એટલે બેથી ત્રણ ઇંચ લાંબાં, લીલા રંગનાં, સાંકડાં અને ઝીણાં ઉંડાઓવાળાં હોય છે. પાંદડાંના ખૂણાઓમાંથી એક લીલા રંગની નરમવાળી નળી નીકળે છે જેના ઉપર ૦॥ થી ૦।॥ ઇંચ જેટલા વ્યાસનાં ધોળાં કે પીળાં ફુલો આવે છે. ફળો ગોળાઇ લેતાં થાય છે જે પાકયા બાદ તેમાંથી કાથા જેવા રંગનાં ત્રિકોણ આકારનાં બારીક બીજ મળી આવે છે. જે ગાંધીઓની દુકાનો ઉપર ઇસપન અથવા તો ઇસબંદ લાહોરીના નામથી વેચાય છે આ બીજ માદક અને ઉંઘ લાવનાર મનાય છે અર્થાત્ તેમાં ભાંગના જેવો નીશો રહેલો છે એમ ગણાય છે.

ઉપયોગ—દેશી વૈદ્યકશાસ્ત્રમાં તો એના ગુણો વિસ્તારથી વર્ણવેલા નથી, પરંતુ જડીબુટ્ટી જાણનારાઓ તેનો વિવિધ કાર્યોમાં વિવિધ રીતે ઉપયોગ કરે છે જે પૈકી ખાસ અનુભવિક પ્રયોગો નીચે મુજબ છે.

**હવા શુદ્ધ કરવા**—ઘણા દિવસના દરદીની આજુબાજુની હવા ખરાબ થયેલી હોય તો તે શુદ્ધ કરવા માટે બીજા સુગંધિ પદાર્થોની સાથે એની શાખાઓના ટુકડા અથવા તો બીજ મેળવીને ધુણી કરવામાં આવે છે.

**જૂ, લીંખ દૂર કરવા**—એના છોડવાના એક શેર રસમાં દશ તોલા સરસીયું તેલ મેળવી મંદાગ્નિથી ઉકાળતાં રસનો ભાગ બળી જઇ તેલ માત્ર બાકી રહે ત્યારે ઉતારી ગળી લેઇ માથામાં ચોળવાથી જુ, લીખ વિગેરે તરત મરી જાય છે તેમજ ખોડો, ઉંદરી વિગેરે નાબુદ થાય છે.

**ગડ, ગુમડ, ગાંઠ માટે**—એના પંચાગને પાણીમાં વાટીને લેપ કરવાથી દરેક જાતના ગડ, ગુમડાં, ગાંઠો, કંઠમાળ, કર્ણમુળ વિગેરે ત્રણ લેપમાં દુર થાય છે એ સેંકડો વખત અજમાવેલું છે.

**વ્રણ, ચાંદાં, ચાંદી માટે**—ઇસપનનાં બીજ બે તોલા, વિદારી કંદ (પાતાળ કહોળુ) પાંચ તોલા, રસકપુર ૦॥ તોલો લેઇ બધાંને સાથે મેળવી નાના, નાની ટીકડીઓ બનાવી તલના પાંચ તોલા તેલ સાથે ધીમા અગ્નિથી પકાવતાં જ્યારે ટીકડીઓ બળી જાય ત્યારે ઉતારી તેલને ગાળી લેવું. એ તેલ ચોપડવાથી સડવા લાગેલાં ચાંદાં તેમજ જેમાં કીડા પડી ગયા હોય એવાં ખરાબ વ્રણો પણ તત્કાળ રૂઝાવા લાગે છે.

**કામોદ્દીપન થવા સારૂ**—ઇસપનનાં બીજ દોઢ તોલો અને ખસખસનાં પોસ્ત, માલકાંકણીનાં બીજ, કેશર, લવિંગ, કાયફળ, એલાયચીનાં બીજ, ખુરાસાની અજમો, વિદારી કંદ, હરડે, બહેડાં,

આમળાં એ દરેક ચીજ એક એક તોલો લેઈ બારીક ખાંડી કપ-
ડેથી ચાળી લેઈ મધ સાથે ઘુંટી ચણા જેવડી ગોળીઓ બનાવવી
જેમાંથી દરરોજ સવાર સાંઝ એક એક ગોળી ખાઈ ઉપર ગાયનું
અધશેર દુધ પીવાથી રતિવિલાસ કરવાની મંદ પડી ગએલી શક્તિ
પ્રબળ થાય છે.

**સર્વાંગાંકુશ તેલ**—ઇસપગોલના આખા છોડવાને કુટીને કા-
ઢેલો રસ પાંચ તોલા, આકડાનાં પાંદડાંનો રસ પાંચ તોલા, ધંતુ-
રાના પાંદડાંનો રસ પાંચ તોલા, એરંડાનાં પાંદડાંનો રસ પાંચ
તોલા, નગોડનાં પાંદડાંનો રસ પાંચ તોલા, અરીઠાનાં પાંદડાંનો રસ
પાંચ તોલા, ઉભી રીંગણીનાં પાંદડાંનો રસ પાંચ તોલા અને એ-
ળીઓ, રતી કણેરની જડ, અક્કલગરો, માલકાંકણીનાં બીજ, જાય-
ફળ, લવિંગ વછનાગ, કડવું સુરંજન (કે જે યુનાની દવાઓ વે-
ચનારાઓના ત્યાં મળે છે તે) એ દરેકનું ચૂર્ણ એક તોલો, પીળો
સોમલ ૦ા તોલો, ઝેરકચોલાં તથા અફીણ એ દરેકનું ચૂર્ણ ૦ા
તોલો અને તલનું તેલ ચાર શેર એ બધાંને સાથે મેળવી મંદાગ્નિ-
થી પકવતાં વનસ્પતિઓનો રસ બળી જઈને તેલ માત્ર બાકી રહે
ત્યારે ઉતારી ગળી લેવું એ તેલનું શરીર માલીસ કરવાથી કળતર,
સાંધિવા, સોજા માર પડવાથી થએલો દુઃખાવો વિગેરે અનેક દરદો
અજાયબ રીતે દુર થાય છે. આ તેલની વિશેષ પ્રસંશા કરવી તેના
કરતાં એક વખત બનાવી વાપરી જુઓ તો તરતજ સમજાશે કે
તે કેવું ગુણકારી છે. આમાં સોમલ નાંખવામાં આવે છે માટે તેલ
તૈયાર કરતી વખતે તેની ધુમાડી આંખને ન લાગે એ બદલ પુરતી
સંભાળ રાખવી.

**બંગભસ્મ વિધી**—ઇસપનમાં પૌષ્ટિક, વીર્ય વધારનાર, માદક તેમજ મગજને આનંદમાં લાવનારા ગુણો પણ સમાએલા છે, અને તેથી ધાતુ પુષ્ટીના માટે બીજી કોઇ વનસ્પતિના બદલે ઇસપનના સંયોગથી કરવામાં આવતી બંગભસ્મ ઉત્તમ બને છે જે એવી રીતે બનાવવી કે—નગોડના રસમાં થોડું એક દગદરનું ચૂર્ણ નાંખી તેમાં કલાઇને ઓગાળીને કરવામાં આવેલો રસ બુઝાવવો, આમ સાત વખત કરવાથી તેમાંથી અશુદ્ધતાનો ભાગ ટળી જઇ શુદ્ધ કલાઈ રહેશે. કલાઇનો રસ બુઝાવતી વખત ઉડે છે અને તે નજીક બેઠેલા મનુષ્યને શરીરે વળગી ઇજા કરે છે માટે સંભાળથી કામ લેવું. આ કામ માટે નિર્ભય યુક્તિ એ છે કે એક લોઢાના વાસણમાં નગોડનો રસ ભરીને તેના ઉપર એક છિદ્રવાળું ઢાંકણું ઢાંકી તેના ઉપર માટીનું છિદ્રવાળું પડ મુકી એ છિદ્રવાટે ધીમે ધીમે કલાઇનો રસ રેડવો. દરેક વખતે નગોડનો રસ નવો લેવો. આ પ્રમાણે શુદ્ધ કરેલી કલાઇ બે તોલા લેઇ તેને ફરીથી મંદાગ્નિથી ઓગળતાં જ્યારે તેનો રસ થઇ જાય ત્યારે તેમાં હિંગળોકમાંથી કાઢેલો શુદ્ધ પારો એક તોલો નાંખી કલાઇને ભોંય ઉતારી લેવી જેથી તે કલાઈ સાથે પારો મળી જઇ બંન્નેની એક ટીકડી બાઝી જશે. આ પ્રમાણે થયા બાદ ઇસપનના લીલા છોડવાનો દશ તોલા પંચાંગ લેઇ તેની લુગદી બનાવી તેમાં એ કલાઇની ટીકડી રાખીને તેના ઉપર કપડ માટી કરી દશ સેર અડાયાં છાણાંની અગ્નિમાં મુકી દેવું જેથી કલાઇની ઉત્તમ ભસ્મ થશે જે સવાર, સાંઝ એક રતી જેટલા પ્રમાણમાં લેઇ મલાઇ સાથે આપવાથી ધાતુ સમ્બંધિ દરદો દુર થાય છે.

**સોમલ ભસ્મ**—ધોળો સોમલ બે તોલા લેઈ એક લોઢાની કડાઇમાં હરમરનાં પંચાંગની એક શેર રાખની અંદર દાબી દેઈ એક પ્રહોરની તીક્ષ્ણ આંચ દેવાથી સુંદર ભસ્મ થાય છે.

---

## ઊંદર.

સં. મુષક. હિં. મુસા, મુઆ. મ. ઉંદીર, ઈં. Rat.

**વિવરણ**—ઊંદર એ પ્રસિદ્ધ પ્રાણી છે.

**જડીબુટ્ટી તરીકે ઉપયોગ**—સ્ત્રીઓના પ્રદર ઉપર ઉંદરની લીંડીઓ ઉત્તમ અસર કરે છે અને તેથી દર દાહમે ત્રણ, ચાર લીંડીઓને વાટીને ચાર, પાંચ તોલા ચોખાના ધોવરામણના પાણી સાથે આપવામાં આવે છે. વળી બાળકોને ગુદભ્રંશ એટલે ઝાડે જવાં ગુદાનો ભાગ બહાર નીકળી જવાનું દરદ થાય છે કે જે આમળુ બહાર નિકળી જવાના વ્યાધિ તરીકે ઓળખાય છે તેના માટે પણ ઉંદર એ એક અકસીર ઇલાજ છે, અને તે કામ માટે તે નીચે મુજબ રીતે વપરાય છે.

ઉંદરનું માંસ એક શેર લેઇ તેને આઠ શેર પાણી સાથે ઉકાળતાં જ્યારે એક શેર પાણી બાકી રહે ત્યારે તેને ગાળી લેઇ તેમાં દશ તોલા તલનું તેલ નાંખીને ઉકાળતા જ્યારે પાણીનો ભાગ બળી જઇને તેલ માત્ર શેષ રહે ત્યારે ઉતારી ગાળી લેઈ એક બાટલીમાં ભરી રાખવું. એ તેલનું ગુદા ઉપર માલીસ કરવાથી આમળુ નિકળતી બંધ થઇ જાય છે, એટલુંજ નહિ પરંતુ ભગંદરના દરદમાં ચોપડવાથી પણ સારો ફાયદો થાય છે, જો આ તેલ તૈયાર કરવા

માટે ઉંદરનું માંસ એકલુંજ ઉકાળવાને બદલે તેની સાથે દશ મુળ-પણુ એક શેર એમાં નાંખવામાં આવે તો વળી વિશેષ ફાયદેકારક છે.

" યોગ રત્નાકર "

**અર્શનો અજબ ઉપાય**—મુંબાઇ શહેરમાં અર્શના દરદને અજબ રીતે નાબુદ કરનારી એક મરાઠી બાઇ અમારા જોવામાં આવી હતી. આ બાઇ અર્શના દરદીને પ્રથમ કોઈ જાતની ગંધાતી ભૂકીને થોડા દિવસો સુધી ધુમાડી આપતી જેથી અર્શ ચીમળાઇને સુકડાલ થઇ જતા એટલુંજ નહિ પરંતુ ગુદાની અંદરની બાજુએ રહેલા મસા પણ બહાર નીકળી આવતા. એ રીતે બધા અર્શ બહાર નીકળી આવી નિર્બળ થઇ ગયા પછી તેના ઉપર કોઇ વસ્તુનો લેપ કરતી, જેથી વગર ઓપરેશને તમામ મસા જડમુળથી ઉખડી જઇ હંમેશના માટે દરદીને આરામ થઇ જતો. એ બાઇની આ યુક્તિ ઘણા પરીશ્રમે અમારા જાણવામાં આવી હતી અને તે એવી રીતની હતી કે—ઢોરનાં શીંગડાના પોલાણમાં ઉપેત્ર લાગવાથી તેનાં ચોથરાં જેવાં ઘર બાઝે છે કે જે શીંગડાંનાં મુળીઆં વગેરે ઓળખાય છે તે પાંચ તોલા લાવીને તેમાં મરીને સુકાઇ ગયેલા વગડાઉ ઉંદરનું માંસ પણ પાંચ તોલા ઉમેરીને ખાંડીને ચૂર્ણ કરવું એ ચૂર્ણમાં બે તોલા હીંગ ઉમેરીને પછી એક નાના પાત્રમાં કોલસાના અંગારા ભરીને તેના ઉપર આ ભુકોમાંથી થોડીએક ભૂકી નાંખીને ગુદાને ધુમાડી આપવી જેથી બહારના અર્શ નિર્બળ થઇ જશે એટલુંજ નહિ પરંતુ અંદરના અર્શ પણ બહાર નીકળી આવશે. આ પ્રમાણે તમામ અર્શ ચીમળાઇ ગયા પછી તેઓના ઉપર સાજીખાર અને કળીચુનો એ બે ચીજો સરખા ભાગે લેઇને

તેઓને પાણીમાં ઘસીને લેપ કરવો જેથી સઘળા અર્શ ખરી જશે. આ અર્શ ખરી જવાની જગ્યાએ ચાંદુ પડે તો ત્રિફળાં એ-રંડે હરડે, બહેડાં અને આમળાં તથા ગુગળ એ ચારે સરખા ભાગે લેઇને તેઓને બાળીને કરેલી રાખ ધોએલા ઘી સાથે મેળવીને તે રસ્તે ચોપડવો જેથી થોડા દિવસમાં ચાંદુ રૂઝાઈ જશે.

---

## કડો.

સં. વત્સક, કુટજ. મ. કડા. હિં. કુડા. બં. કુરચી ને કટ-બીજ, અં. નિવાજ. લા. Wrightia anti dysenterika.

વી રણુ – કડો એ પ્રસિદ્ધ વનસ્પતિ છે, એનાં ઝાડવાં ચારથી દસ ફીટ સુધી ઉંચાં થાય છે, તેમાં લાંબી સોટો જેવી ઘણી શાખાઓ નીકળીને તેઓના ઉપર ચારથી આઠ ઇંચ કિંવા એક ફુટ લાંબાં અને ત્રણથી છ ઇંચ પહોળાં પાંદડાં એક બીજાના સામ સામે આવે છે. ફુલો ગુચ્છાદાર અને સફેદ રંગનાં હોઇને તેઓ ઉનાળો ઉતરતા અને ચોમાસું બેસતાં આવે છે જેઓ જાઇ જેવાં મધુરી વાસવાળાં હોય છે. એની શીંગો એકથી બે ફુટ લાંબી ના ઇંચ જાડી અને બે બેગી હોય છે; જે થડમાં અને ટેરવાં પાસે એક બીજા સાથે જોડાએલી હોય છે. પરંતુ પાકે છે ત્યારે ટેરવાંથી છુટી પડી જાય છે. શીંગનો રંગ લીલો હોય છે, પરંતુ અંદરનાં બીજ કે જે ઇંદ્રજવના નામે પ્રસિદ્ધ છે તે કાચાં હોય ત્યારે લીલાશ લેતા રંગનાં હોય છે. પરંતુ પાક છે ત્યારે ઘઉંવરણાં થઇ જાય છે; આ બીજ તેમજ ઝાડની છાલનો સ્વાદ અત્યંત કડવો હોય છે.

ઉપયોગ—કડાના ઝાડની છાલ તથા તેનાં બીજ એટલે ઈંદ્રજવ એ બંને ચીજો ઘણા લાંબા સમયથી આપણા દેશમાં ઔષધ તરીકે વપરાય છે. કેમકે અતિસાર, રક્તાતિસાર, પિત્તાતિસાર અને આમાતિસાર ઉપર આ વનસ્પતિ ઘણુંજ ઉત્તમ કાર્ય કરે છે. ઝાડા કે મરડાના દરદમાં જ્યારે સખ્ત રીતે લોહી પડે છે ત્યારે કડાછાલ ઘણી ઉપયોગી છે, કારણ ગમે તેવો સખ્ત રક્તાતિસાર હોય તથા ગમે તેવી સખ્ત આંકડી આવતી હોય તોપણ તેને કડાછાલ બેસાડી દેછે. મરડા તથા રક્તાતિસારમાં કડાછાલની બરોબરી કરી શકે એવું બીજું એક પણ આર્ય ઔષધ નથી. ઇંગ્રેજી અઉષધોમાં આઇપીકાકયુઆના નામની દવા કે જે સખ્ત અને તીક્ષ્ણ રક્તાતિસાર ઉપર ઘણા ઉપયોગી છે તેની બરોબરો કડાછાલ કરી શકે છે. અર્શ અને રક્તપિત્તમાં પણ કડાછાલ ઘણો સરસ ફાયદો કરે છે, તેમાં પણ અર્શ ઉપર કડાછાલની ખાસ અસર છે કેમકે તેથી લોહી પડતું બંધ થાય છે. શરીરમાં શક્તિ આવે છે. શરીરનો પીળાશ મટે છે. આંખોની ફીકાશ પણ ઓછી થાય છે. વળી જ્વરઘ્ન તરીકે વિષમજ્વરમાં પણ કડાછાલ ઘણો સરસ ઉપાય છે, તરીઆ, એકાંતરીઆ, રોજીઆ અને સઘળા મુદતસંબંધી આવનારા તાવોમાં તે ખાસ ઉપયોગી છે. તેમજ પિત્તજ્વર તથા બીજા સાદા તાવમાં પણ તે વપરાય છે. જ્વરઘ્ન તરીકે ઇંગ્રેજી દવા કિવનાઇનથી જો કે આ કંઇક ઉતરતું છે તો પણ કિવનાઇન સાથે તેનું મિશ્રણ કરવાથી તેની અસરમાં વધારો થાય છે. અને તેથી વિષમજ્વરમાં જ્યારે એકલું કિવનાઇન કામ કરતું નથી ત્યારે તેની સાથે કડાછાલનું ચૂર્ણ અથવા તો સત્વ મેળવીને આપવાથી ઘણી અકસીર અસર થાય છે. વળી તેનામાં કૃમિ ઉત્પન્ન ન થવા દેવાનો ગુણ પણ

રહેલો છે. કડાછાલનો સ્વરસ મધ સાથે લેવાથી પ્રમેહ અને કમ-ળામાં ફાયદો થાય છે. અને પ્રદરના દરદમાં લોહભસ્મની સાથે વાપરવાથી અજબ ફાયદો બતાવે છે, એનાં બીજ કે જે ઇંદ્રજવના નામથી ઓળખાય છે, તેઓ ગુણગ્રાહી અને શિતળ છે, વળી તેમાં કોઇ જાતનું નુકશાનકારક તત્વ નહિ હોવાને લીધે છેક નાનાં બાળકોને પણ નિર્ભયપણે આપી શકાય છે. બાળકોના સખ્ત મરડાને તેમજ મરમીનો ઝાડો પણ એનાથી મટે છે. ઝાડા, મરડો, અર્શ, રક્તાતિસાર તેમજ આંતરડાંના ગમે તે વ્યાધિનાં વખતે ગુદા મારફતે લોહી પડે છે ત્યારે ઇંદ્રજવ અપાય છે અને તવ સાથેનાં ઝાડામાં પાણી સાથે અને એકલા ઝાડામાં છાશ સાથે આપવાથી તે અજબ રીતે લાગુ પડે છે. બીજી ગ્રાહી દવાઓમાં જ્યારે માત્ર એકલો સ્તંભન ગુણજ રહેલો હોય છે ત્યારે કડાછાલ અને ઇંદ્રજવમાં તેની સાથે પાચન ગુણ પણ રહેલો છે. જેથી તેના ઉપયોગથી એક તરફથી ઝાડો બંધ થાય છે અને બીજી તરફથી ઝાડો ઉત્પન્ન થવાનું કારણ જે આમ તેનું પણ પાચન થાય છે, તેથી ઝાડો બંધ થતાં પેટ ચઢી આવવાની ધાસ્તી રહેતી નથી અને તેથી બીજાં ગ્રાહી ઔષધો કરતાં ઘણું ચઢીયાતું ઔષધ છે. આવા ઉત્તમ ગુણોને લેઇને આ ઔષધ એક પ્રાચીન કાળથી આર્ય વૈદ્યોની પ્રીતિનું પાત્ર તો થઇજ પડયું છે. પરંતુ આ દેશની વનૌષધિઓના ગુણદોષોનું નિરિક્ષણ કરનારા યુરોપીયન વિદ્વાનોમાં પણ તે આજકાલ માનીતું થઇ પડયું છે. એના ગુણોની પ્રશંસા કરતાં ચિત્રાગાંવના સરજન મેજર જે. સેન્ડર્સ જણાવેછે કે કે—જુના મરડામાં આ ઘણુંજ ઉપયોગી ઔષધછે અને તીક્ષ્ણ મરડામાં આઇપીકાક્યુઆના સાથે હરીફાઇ ન કરી શકે તેવું નથી. મોતીલાલ મુકરજી

કે જેઓ આ ઓષધને બહુજ વાપરે છે તેઓ કહે છે કે બીજી બનાવટો કરતાં એનાં મુળીયાંની છાલનું ચૂર્ણ કરીને વાપરવાથી વિશેષ ફાયદો થાય છે. અને તે મોટા મનુષ્યને દરેક ટાઇમે ૧૦ થી ૨૦ ગ્રેન જેટલા પ્રમાણમાં લેઇ થોડા પાણી સાથે દિવસમાં ત્રણ વખત અપાય છે.

બબનાવાળા સરજન આર. એલ. દત્ત જણાવે છે કેઃ—આનો ક્વાથ કરીને વાપરવાથી જુના મરડામાં ઉત્તમ અસર રાખે ફતેહમંદ નીવડે છે.

ફરીદપુરથી સીવીલ સરજન ડી. બસુ જણાવે છે કેઃ—જેલ હોસ્પિટાલમાં ઉપરા ઉપરી મરડાને ચોદ કેસોની અંદર અની છાલનો ક્વાથ વાપરવાથી ફતેહમંદ થયા છીએ. આ ક્વાથ પાંચ દિવસો સુધી લગલાગટ આપવામાં આવ્યો હતો અને તે કોઇ કેસમાં અફીણ કે ઇપીકાક્યુઆના વાપરવામાં આવ્યું નહોતું.

સહ્ડી પુરથી સરજન એમ. કૈથ જુલેન જણાવેછે કે— ક્વાથ મરડામાં અપાય છે અને તેમાં અફીણ, ઇપીકાક અને ગેનિક એસીડ પણ મેળવી શકાય છે.

દીનાજપુરના મેડિકલ ઓફિસર ડબલ્યુ કેરલીયસ્ત જણાવે છે કે:—જુના મરડામાં આંતરડાની આંતર ત્વચાનું પરૂ વળી ગયું હોય અને તેથી ઝાડાવાટે અતિશય પરૂ-પાચ પડતો હોય તો પણ તેને આ ઓષધ ખાત્રીથી મટાડનાર છે. આનો ક્વાથ અર્શમાંથી પડતું લોહી મટાડવામાં ઉપયોગી છે. મરડાની તીક્ષ્ણ સ્થિતિમાં

સાથે તાવ હોય અથવા ન હોય તોપણ તેનાં બીયાં ઔષધ તરીકે આપાય છે.

સરજન કે. ડી. ઘોસ જણાવે છે કે—મારા ધંધાના મરડાના કેસોમાં હવે હું આઇપીકાક્યુઆના ક્વચિતજ વાપરૂં છું. તીક્ષ્ણ મરડામાં જો છાલનો ક્વાથ આપવા હોય તો થોડા અફીણ સાથે બે ઔંસના વજનમાં દરેક બે કલાકે આપવો, પરંતુ કડા છાલમાંથી કાઢવામાં આવેલો ક્ષાર તીક્ષ્ણ મરડામાં ઘણોજ અસરકારક છે.

મુર્શીદાબાદના સરજન એસ. એમ. સીરકારે જણાવે છે કેઃ—મરડાના માટે આ દવા ઘણીજ ઉપયોગી છે અને તે વિષે મારી ખાત્રી છે. એની છાલનો ક્વાથ એકલો અગર તો આઇપીકાકની સાથે હું વાપરૂં છું અને તેનું પરીણામ હમેશાં સંતોષકારક નીવડ્યું છે. તીવ્ર મરડામાં ખાસ કરીને પ્રથમ આઇપીકાક આપ્યા પછી આના વધારે ગુણ થતો માલુમ પડે છે, અને તે ધર્માદા દવાખાનામાં અતિશય વપરાય છે.

આ બધા અભિપ્રાયો ઉપરથી જણાય છે કે ઝાડા અને મરડાના દરદ માટે તે એક રામબાણ ઉપાય છે, અને દેશી વૈદોમાં તેની અનેક બનાવટો વપરાય છે, જેમાંની વધારે અનુભવિક નીચે મુજબ છે.

કુરજ ક્વાથ—ચાર તોલા કડાછાલને ૬૪ તોલા પાણી સાથે ઉકાળતાં જ્યારે આઠ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગળી લેઇ તેમાં બે વાલ સુંઠનું ચૂર્ણ અથવા ૦ાા તોલો અતિ વિષનું

ચૂર્ણ નાંખીને રક્તાતિસાર એટલે લોહી પડતો ઝાડો, લોહી ફુટતા અર્શ તેમજ દરેક જાતના અતિસારમાં આપવામાં આવે છે. માત્રા બેથી આઠ તોલા. "વન્દુ"

કુડાપાક ગુટીકા—તાજી કડાછાલ ચારસો તોલા લેઇને તેને ૧૦૨૪ તોલા પાણી સાથે ઉકાળતાં જ્યારે ૧૨૮ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગળી લેઇ તેમાં કાળી પાઢ, મોચરસ, ધાવડીનાં ફુલ, મોથ, અતિવખની કળી, રીસામણીનાં મૂળ અને કાચાં બીલાંનો ગર્ભ એ દરેક ચીજો ચાર, ચાર તોલા લેઇ તેઓનું ચૂર્ણ કરી ઉમેરવું. બાદ ચુલે ચઢાવી મંદાગ્નિથી પકવતાં જ્યારે શીરા જેવું ઘન થઇ જાય ત્યારે નીચે ઉતારી તેની બાર જેવડી ગોળીઓ વાળવી-માત્રા ૦। થી એક તોલો. ઉપયોગ—લોહી પડતા અર્શ, દરેક જાતનો ઝાડો, મરડો, પાંડુ, સંગ્રહણી, સોજા અને કમળા ઉપર થાય છે, અને તે રોગ અને દોષની અનુકુળતા જોઇને મધ, છાશ, પાણી કે દુધ સાથે આપવામાં આવે છે.

ઝાડા, કિંવા મરડાનું દરદ ગમે તેવું જુનું અથવા તો સફેદ આમ, તાવ, કિંવા પરયુક્ત હોય તેના ઉપર આ ઓસડ અમોલિક છે અને એક નાના બાળકથી માંડીને છેક વૃદ્ધાવસ્થાએ પહોંચેલા દરદીઓને પણ તે એક સરખી રીતે માફક આવે છે. વળી સંગ્રહણીનું દરદ નવું હોય કિંવા જીર્ણ થઇને પેટ ફુલવું, મોં આવવું, ખાંસી, કફ, લોહી પડવું, આમ પડવું, સોજા આવવા, આમળુ બહાર નીકળવી, પેટ મોટું થવું, નળાશ્રિતવાયુ, અર્શ વિગેરે અનેક વિકારયુક્ત થયું હોય તેના ઉપર પણ આ ઓષધ આબાદ કામ કરે છે, બાળકોને આપેલું અન્ન પાચન ન થતાં જે

વું ને તેવુંજ થોડીવારે નીકળી જતું હોય તો દહીંના પાણી સાથે આપવાથી આરામ થાય છે; અને એ રીતે વિધવિધ પ્રકારના ઝાડાઓના દરદમાં તે એક સરખી અસર કરતું હોવાથી નિશ્ચયપણે એમ કહી શકાય છે કે તમામ જાતનાં અતિસારનાં દરદો માટે તે એક ઉત્તમ ઓષધ છે.

કાલાંગાની ક્વાથ—ઈંદ્રજવ, પટોળીનાં પાંદડાં અને કડુ એ ચીજો સરખા ભાગે લઇ ખાંડી ભોખરી કરી તેમાંથી ચાર તોલા લઈ ચોસઠ તોલા પાણી સાથે ઉકાળતાં આઠ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લઇ સવાર, સાંઝ આપવાથી દરરોજ આવતો ટાઢીઓ તેમજ ફરી ફરીને ઉથલા મારતો તાવ દૂર થાય છે એટલુંજ નહિ પરંતુ તાવનો વેગ નરમ પડ્યા પછી આ ઉકાળો ચાલુ રાખવાથી જલદી શક્તિ આવે છે અને શરીરમાં રહેલો ઝીણો તાવ દૂર થાય છે.

---

## કમળ.

સં પદ્મ, પંકજ. હિં. કમલ. મ. કમલ. ફા. નીલુફર ઇં. Lotus લા. Nelumbium Speciosum.

વિવરણ—કમળનાં ફુલો શિવપૂજનમાં કામ આવતા હોવાથી દરેક સ્થળે પ્રસિદ્ધ છે. એની ધોળા ફુલની, લાલ ફુલની અને આસમાની ફુલની એમ અનેક જાતો થાય છે. એનાં બીજને કમળ કાકડી કહે છે. અને તે વ્યાપારની પ્રસિદ્ધ વસ્તુ છે વળી કમળની એક એવી જાત થાય છે કે જેનાં ફુલો રાત્રિના સમયે ઉઘડે છે અને રંગે પીળાં હોય લાલ ફુલો કરતાં ન્હાનાં હોય છે. આ જા-

તેને સંસ્કૃતમાં કુમુદિની કહે છે અને ગુજરાતી ભાષામાં પોયણીના નામથી ઓળખવામાં આવે છે.

ઉપયોગ—કમળનો ગુણ શીતળ અને ગ્રાહી છે અને તેથી કમળના તાંતણા કમળ કાકડી, પાંદડાં એ બધું એ ગુણના માટે વપરાય છે. શરીરના કોઈ પણ ભાગમાં દાહ થતો હોય ત્યારે તેના ઉપર આ ચીજો વાટીને ચોપડાય છે તેમજ પીવાને માટે પણ અપાય છે. કમળના યોગથી એક પ્રકારનું ઘૃત બનાવવામાં આવે છે કે જે ઉત્પલાદિ ઘૃતના નામથી ઓળખવામાં આવે છે. આ ઘૃતના ઉપયોગથી અર્શના દરદને લીધે થતો રક્તસ્રાવ, અત્યાર્તવ તેમજ ગર્ભાશયમાંથી પડતું લોહી બંધ થાય છે. જે સ્ત્રીને વખતો વખત કસુવાવડ થતી હોય તેવી સ્ત્રીને જો ગર્ભપાતનાં લક્ષણો શરૂ થવાનાં ચિન્હો જણાવા લગે કે તરતજ આ ઘૃત આપવામાં આવે છે તો તરતજ ગર્ભાશયમાંથી જનનેન્દ્રિય મારફતે પડતું લોહી બંધ થઇ ગર્ભપાત થતો અટકી જાય છે. વળી આ ઘૃતનો પીવામાં તેમજ શરીરે માલીશ કરવામાં ઉપયોગ કરવાથી વિસ્ફોટક તેમજ બીજાં બળત્રાવાળાં દરદો શાંત થાય છે. આસમાની કમળ પીળા કમળ અને રાતા કમળનાં ફુલોના તાંતણા તથા જેઠીમધ એ દરેક ચીજ બે, બે તોલા લેઇ તેઓને ૧૨૮ તોલા પાણી અને બત્રીસ તોલા ઘી સાથે ઉકાળતાં જ્યારે પાણીનો ભાગ બળી જઇને ઘી માત્ર બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું તેનું નામ ઉત્પલાદિ ઘૃત છે.

પીળું કમળ રાતા તથા શ્યામ કમળ કરતાં વધારે ગુણકારી છે. નાના બાળકોને ગુદભ્રંશ એટલે આમળુ નીકળવાનું જે દરદ

આય છે તેમાં કમળનાં કુણા પાંદડાંને સુકવી ચૂર્ણ કરી સાકર સાથે આપવાથી ઘણું અજબ પરીણામ આવે છે. આ ઉપાયની ભલામણ કરતાં યોગ રત્નાકર ગ્રંથનો કર્તા જણાવે છે કેઃ—

पद्मिन्याःकोमलंपत्रयःखादेच्छकरान्वितम् ॥
एतन्निश्चित्यनिर्दिष्टंनतस्यगुथनिर्गमः ॥

કમળનાં કોમળ પાંદડાં જે સાકર સાથે ખાય તેની આમણુ બહાર નીકળતી નથી એ નિસચય રીતે અનુભવેલું છે.

કમળનાં ફુલની પાંખડીઓને તોડતાં તેઓના નીચેથી એક જાતનો મધ જેવો રસ નીકળે છે જે પદ્મ મધુના નામે ઓળખાય છે એ મધનું અંજન કરવાથી આંખનાં અનેક દરદો નાબુદ થાયછે.

---

## કાચંડો.

સં. કૃકલાસ હિં. સરહટો. ઇં. A Crab.

વિવરણ—કાચંડો એ પ્રખ્યાત પ્રાણી છે. ઘર અને ગામની આજુબાજુની વાડો ઉપર ઘણું કરીને તેનું રહેઠાણ હોય છે.

ધર્મ અને ઉપયોગ—વૈદ્યક શાસ્ત્રમાં તો આ પ્રાણીના ગુણ દોષ સબંધિ કંઇ વિશેષ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. પરંતુ તાંત્રિક ગ્રંથોમાં તેના અનેક પ્રયોગો જેવામાં આવે છે. લંકાધિપતિ રાક્ષસરાજ રાવણના પુત્ર મેઘનાદે રચેલા "મહા માયાવી તંત્ર" નામે ગ્રંથમાં જણાવ્યું છે કેઃ—

स्यात्तावच्चाटकसारःक्षारोवाकुक्कलामजः
सतैललवणोलेपःशीघ्रदुर्जयवृद्धिनुत् ॥

ચકલા કિંવા કાચંડાને બાળી રાખ કરી તેમાં સિંધાલુણ અને તેલ મેળવી લેપ કરવાથી અંડવૃદ્ધિનું ભયંકર દરદ હોય તો પણ નાબુદ થાય છે.

અમારા એક મિત્રના બાળકને અંત્રવૃદ્ધિ એટલે અંતરગળ, સારણગાંઠ કે હર્નિયાના નામથી ઓળખાય છે તે દરદ હતું. જેના માટે યુનાની એટલે હકીમોના, આયુર્વેદિક એટલે દેશી વૈદ્યના, એલો-પેથીક એટલે અંગ્રેજ વૈદ્યના તેમજ હોમીઓપેથીક પદ્ધતિના અનેક ઉપચારો કરવા છતાં પણ કંઈ ફાયદો નહિ થવાથી આખરે ઓ-પરેશન કરાવવા માટે સિવિલસર્જ્યનની પાસે લેઈ જવામાં આ-વ્યું. પરંતુ બાળકનું શરીર તદન લાસ ગયેલું હતું; તેથી જ્યાં સુધી તેનામાં પુરતી તાકાત ન આવે ત્યાં સુધી શસ્ત્રક્રિયાનું કાર્ય બીનજોખમે થઇ શકશે નહિ, એવો સરજન સાહેબે અભિપ્રાય આપવાથી ઓપરેશનનો વિચાર મોડો વાળી બીજા નગરોમાંથી ડોકટરોની સલાહ લેવામાં આવી. આ ડોકટરોએ પણ જણાવ્યું કે આવું નાનું બાળક બરાબર સ્થિર રહી શકે નહિ તેમજ વળી પ્રકૃતિ ઘણી અ-શક્ત છે અને દરદની સ્થિતિ ઘણી ગંભીર છે જેથી અમારી પદ્ધતિ પ્રમાણેના ઉપચારો પણ બરાબર ફતેહમંદ રીતે કાર્ય કરશે કે કેમ તે વિષે શંકા છે. આ રીતે આધુનિક ચિકિત્સા શાસ્ત્રની બધી મુખ્ય પદ્ધતિઓનું જ્યારે નિરાશાજનક પરીણામ આવ્યું ત્યારે નાસીપાસ થઇને અમે ઘેર આવ્યા. દરદીનાં સગાં સબંધિઓનો વૈદ્યકશાસ્ત્ર

ઉપરથી તો હવે સમુળગો વિશ્વાસ ઉઠી ગયોજ હતો, જેથી કોઈ પણ વૈદ્ય, હકીમ, કિંવા ડૉકટર કલ્યાણ કરશે એવી આશાને છોડી દઈ જે કોઈ બતાવે તે દરેક ઉપાયો અજમાવવા માંડયા, જેમાં આ નિર્દોષ બાળકને ફરીફરીને ચાર પાંચ વખત ડામ દેવામાં પણ આવ્યા હતા છતાં આ બધા ઉપાયોથી પણ કંઈ ફાયદો થયો નહોતો. છેવટે ઉપર બતાવ્યા મુજબ વિધિથી કાચંડાની રાખનો પ્રયોગ અજમાવવામાં આવ્યો અને આશ્ચર્યની વાત એ છે કે માત્ર થોડા દિવસના ઉપચારથીજ એ દરદ સદાને માટે નાબુદ થઈ ગયું.

---

## કુબો.

સં. દ્રોણપુષ્પી, ચક્ષનક હીં. ગુમા, ગોમા, મ. કુંભા, તુંબા બં. ઘલઘસે. લા. Leucas cephalotes. મા. દડશલ.

વીવરણ—કુબાના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે અને શિયાળા પછી સુકાઈ જાય છે, તોપણ કેટલાએક સ્થળોએ તે બારે માસ પણ રહે છે. એની ઉંચાઈ ૦॥ થી દોઢ ફુટ જેટલી હોય છે. એમાં ઝીણી શાખાઓ નીકળીને તે શાખાઓ ઉંચે વધી જઈ અંદર વળે છે જેથી આખા છોડવાનો સારો ભરાવ થઈ એનો દેખાવ એક ગુમજ કે ઝુમર જેવો સુશોભિત થઈ રહે છે. છતાં કોઈ વાર એમાં શાખાઓ નહિ નીકળતાં એના છોડવા એકલડાંડીએ વધી જાય છે. એ જ્યાં ઉગે છે ત્યાં આગળ ઘણું કરીને જથ્થાબંધ ઉગે છે. એનાં પાંદડાં એક બીજાના સામ સામે આવે છે અને તે એકથી બે ઇંચ લાંબાં, ૦॥ થી એક ઇંચ પહોળાં

કોર ઉપર કાંગરીવાળાં તેમજ સુંવાળાં હોય છે. ફુલની પાંદડીઓ-ડાંના ખુણાઓમાંથી નીકળેલી હોય છે. એ દરેક પાંદડીમાં આશરે ૫૦ થી ૧૫૦ જુદાં જુદાં સૂક્ષ્મ શ્વેત રંગનાં ફુલો હોય છે. એના આખા છોડના ઉપર ઘણું કરી ધોળા કે ભુરા વાળની રૂંવાટી હોય છે.

ગુણદોષ—

द्रोणपुष्पी कफार्शोघ्नी कमला कृमिशोथजित् ॥
अग्निमांद्य हराचैव पक्षाघातस्य नाशिनी ॥

કુંભો કફ અને અર્શને હરનાર તથા કમળો, કૃમિ અને સોજાને જીતનાર છે. ( રાજવલ્લભ ).

વળી અગ્નિમાંદ્યને હરે છે અને પક્ષઘાતનો નાશ કરે છે.
( શ્લોક ).

ઉપયોગ—ઔષધના કામમાં દેશી વૈદ્ય માત્ર તેનાં પાંદડાંમાંથી કાઢેલા રસનોજ ઉપયોગ કરે છે. એ રસની માત્રા બાળકો માટે ૦। થી ૦॥ તોલો અને મોટી ઉમરનાં મનુષ્યો માટે એકથી બે તોલા જેટલી હોય તે નીચે મુજબ વપરાય છે.

વિષમજ્વર એટલે ટાઢીયા તાવમાં તેના રસમાં ૦। તોલો મરીયાંનું ચૂર્ણ મેળવીને અપાય છે. ખાંસીના દરદમાં મરીયાંના બદલે બહેડાંનું ચૂર્ણ ઉમેરાય છે. બાળકોની ખાંસી ૦। તોલો રસ, એકાદવાલ ટંકણ અને થોડું એક મધ સાથે મેળવીને પાવામાં આવે છે. સંધિવામાં એના રસમાં લીંડી પીંપરનું ચૂર્ણ ઉમેરવામાં આવે છે.

જો અતિશય જ્વર ચડ્યો હોય તો એનો રસ કાઢીને શરીરે ચોપડવાથી, અથવા તો એના છોડવાઓને પાણી સાથે ઉકાળીને તે પાણીની બાફ લેવરાવવાથી પરસેવો આવી તાવ તેમ નરમ પડી જાય છે. એના આખા છોડવાને ખાંડી રસ કાઢી તેમાં મરીઓનો ભૂકો મેળવીને કપાળમાં તેમજ મગજ ઉપર લેપ કરવાથી વાયુ કે કફના લીધે અત્યંત દુખતું માથું પણ શાન્ત થાય છે. એના રસમાં કપૂર, સોનાગેરૂ અને આંમળાં એ ત્રણ ચીજો ઘસીને તેનું આંખમાં અંજન કરવાથી કમળાનું દરદ નાબુદ થાય છે.

વૈદકીય દૃષ્ટિએ તો એનો ઉપર મુજબ ઉપયોગ થાય છે. પરંતુ જડીબુટ્ટીઓનો શોધ કરનારાઓને તેના નીચે મુજબના અમુલ્ય ગુણો હાથ આવ્યા છે.

બાબુ રામપ્રસાદ શર્મા જણાવે છે કેઃ—એનાં પાંદડાંને ખાંડી રસ કાઢી કપડેથી ગાળી લેઇ એ રસને એક તપેલામાં નાખી તેમાં તેટલુંજ પાણી ઉમેરી ચોવીશ કલાક રહેવા દેવું, બીજે દિવસે હલાવ્યા ચલાવ્યા સિવાય ઉપરનું બધું પાણી નીતારી નાંખતાં તપેલાના તળીએ જે સત્વ રહે તે સત્વને એક થાળીમાં લેઇ લેવું, અને એક મોટા દેગડામાં પાણી ભરીને ચુલે ચઢાવી તેના ઉપર એ થાળી રાખીને મંદ અગ્નિ બળવાવો. જ્યારે દેગડામાંના પાણીની વરાળની ગરમીથી થાળીમાંના સત્વમાંથી ભીનાસનો ભાગ ઉડી જાય ત્યારે તેને નીચે ઉતારી લેઇ એક શીશીમાં ભરી રાખવું. આ સત્વની માત્રા એક માસો એટલે લગભગ પંદર ઘઉં ભારની છે.

ટાઢ વાઇને આવતા દરેક જાતના તાવો માટે આ સત્વ એક માસો, કાળાં મરીયાં પચ્ચીશ અને તુળસીનાં પાંદડાં પાંચ અને કર-

કેથના ગોળાની મીંજ એક માસો એ બધાં સાથે મેળવીને ગરમ પાણી સાથે આપવાં.

કમળાના દરદ ઉપર આ સત્વ મધ સાથે મેળવીને આંજવું.

અફીણના ઝેર ઉપર આ સત્વ પાણી સાથે ઓગાળીને દર અડધા કલાક આપવું.

સર્પદંશથી કોઇ મનુષ્ય બેભાન થયું હોય તો આ સત્વનું ચૂર્ણ એક કાગળની ભુંગળી મારફતે નાકમાં ફુંકવું અને શુદ્ધિ આવ્યા પછી પાણીમાં ઘોળીને પાવું.

“પાયોનીયર’ નામનું વિખ્યાત ઇંગ્લીશ પેપર જણાવે છે કેઃ—

Goomee this is a purely an Indian one, I have not been able to ascertain its English equelent.

A girl about fourteen years of age was brought to me the night in a Comatose condition, the relatives stating she had been bitter by a snake about 15 months before, I saw her and that she had six faintings fits, not having any reliable remedy at hand I obtained some leaves of the gooma plant and after extracting the juice had it blown in her nostrils, The effect was instaneous the girl set up, as she had never been out of her sence.

To make sure that the snake was a poisionous one, I examined the foot and found to punctures in the skin.

I was told about this plant some years ago by an old Foker.

કુમો એ ચોખ્ખો ભારતીય છોડ છે, જેથી તેની સાથે કોઇ પણ ઇંગ્રેજી વૃક્ષની તુલના કરવાને માટે હું કૃત નિશ્ચય થવાને શક્તિવાન નથી.

એક દિવસ રાત્રિના સમયે એક ચૌદ વર્ષની છોકરીને ઘણી ખરાબ અવસ્થામાં મારી પાસે લાવવામાં આવી અને તેના સંબંધિઓએ જણાવ્યું કેઃ—એને આશરે પંદર મહીનાઓ ઉપર સાપ કરડયો હતો. આ વાતચીત ચાલતી હતી એટલા સમયમાં મારા જોવામાં આવ્યું કે તે છોકરી રહી રહીને ૭ વખત મુર્છિત થઇ ગઇ. આ વખતે મારી પાસે કોઇ પણ યોગ્ય ઔષધ મોજુદ નહિ હોવાથી મેં કુમાનાં કેટલાક પાંદડાં મસળીને તેનો રસ તેણીનાં નસકોરામાં રેડયો. આ રસની અસર એટલી બધી જલદી થઇ કે તે છોકરી તરતજ ઉઠીને બેઠી થઇ અને એ દર્દ તેને હમેંશના માટે મટી ગયું અર્થાત ત્યાર બાદ કદી પણ બેશુદ્ધ થઇજ નહોતી.

જે સાપ તે છોકરીને કરડયો હતો તે ઝેરી હતો કે કેમ તેની પરીક્ષા કરવાને મેં તેનો પગ તપાસ્યો તો તેની ચામડી ઉપર કેટલાંએક છિદ્રો નજરે પડયાં

આ ઔષધિમાં એવો ગુણ રહેલો છે એવી વાત કેટલાંએક વર્ષો પૂર્વે મને એક ફકીરે કરી હતી.

# ખાટખટુંબડો.

સં. અત્યમ્લપર્ણી, કંદુરા હીં. રામચના, ખટુઆ. મ. આંબ-ટવેલ, કડમવલ્લી, લા. Witis carnosa. V. pentaphylla.

વિવરણ—ખાટખટુંબાના વેલા ઘણા મોટા થતા હોય તે ચોમાસે પુષ્કળ પ્રમાણમાં જોવામાં આવે છે. પાંદડાં બેથી ચાર ઇંચ લાંબાં અને દોઢથી ત્રણ ઇંચ પહોળાં હોઈ ચેખડાની માફક ત્રણ, ત્રણ પાન ભેગાં આવેલાં હોય છે. એના ફુલના ગુચ્છા ઝીણા લીલા રંગના અને ફળો ઝુમખાબંધ આવે છે. ફળો, પાંદડાં તથા વેલાનો આકાર દ્રાક્ષને મળતો આવે છે. આ વનસ્પતિના દરેક અંગો ખાટા રસથી ભરેલાં હોય છે અને જો તે ખાવામાં આવે તો ગળામાં દાહ ઉત્પન્ન થાય છે. હિન્દુસ્થાનના ઘણાખરા ભાગોમાં આ વનસ્પતિ થતી હોવાથી તે સર્વત્ર પ્રસિદ્ધ છે.

ગુણ ધર્મ અને ઉપયોગ—રાજનિઘંટના કર્તાએ તો આ વનસ્પતિને માત્ર તીખી ખાટી, અગ્નિને દીપન કરનારી, રુચિ ઉપ-જાવનાર તથા બરોળ, શુળ, વાયુ, કફ અને એબને નાશ કરનારી જણાવી છે. પરંતુ જડી બુટીઓનો શોધ કરનારાઓને તો એ ઉપરાંત તેમાં એક બીજો અદ્ભુત ગુણ માલમ પડ્યો છે. એ ગુણ કીયો છે તે નીચેની હકીકત ઉપરથી સમજાશે.

ધન્વંતરિ નામે વિખ્યાત વૈદ્યકપત્રના તંત્રી ઇ. સ. ૧૯૧૬ના ફેબરુઆરી માસના અંકમાં જણાવે છે કેઃ—સંવત ૧૯૫૪–૫૫ની સાલના અરસામાં હું ગાયકવાડ સરકારના ખેરાલુ કસ્બામાં હતો. તે વખતે મારે ત્યાં સંખ્યાબંધ દરદીઓ દવા લેવા અર્થે આવતા

હતા, અને હું તેમને વિનામુલ્યે દવા આપતો હતો, કારણ મારે
મારૂં ગુજરાન દવા ઉપર કરવાનું નહોતું, મારૂં ગુજરાન તો વકી-
લાતના ધંધાવડે ઈશ્વર કૃપાથી સારી રીતે ચાલતું હતું. મારા પા-
ડોશમાં હરજી ભગત નામના ભાટીયા રહેતા હતા જે ઘણા વૃદ્ધ
હતા. દાદર થયેલા દરદીઓને તેઓ એક જાતનું મુળીયું ઘસીને
ચોપડવાને કહેતા જેથી આગ બળી ફોલ્લા થઇ ફુવા તે જગો
સુકી જઇ તેમને થએલી દાદર જતી રહેતી. એક વખત મેં તેમને
પૂછ્યું કે તમે દાદર ઉપર શાનું મુળીયું વાપરો છો? તેમણે કહ્યું
ચિત્રકમુળ મેં કહ્યું કે એતો બ્લીસ્ટર એટલે સાંસ દાહક અસર
કરી ફોલ્લા ઉત્પન્ન કરનારી ચીજ છે જેથી કોઇ વખત તમને
દુઃખરૂપ થશે. પરંતુ તે વાત તેમના ધ્યાનમાં ઉતરી નહિ. થોડા
દિવસો બાદ એવો પ્રસંગ આવ્યો કે તેમના પોતાના ગળેજ દાદર
નીકળી. પોતે દાદરની દવા તો જાણતાજ હતા, એટલે ચિત્રકમુળ
ઘસીને ગળા ઉપર લગાવ્યું, આ વખતે ચોમાસાના દિવસો હતા.
દાદરની જગ્યા સુઝી ગઇ તથા પાક ઉપર ચઢી અને પરીણામે
રહેવાણના લીધે તેમાં જીવડા પડયા હું હમેંશાં તેમને એ મુળ
વાપરવાને ના કહેતો હતો તેથી તેમને એ આટલે સુધી પીડા થઇ
પણ તેમને મને એ હકીકત કહી નહી પરંતુ અત્યંત પીડા થઇ
અને લોહી આવવા લાગ્યું ત્યારે મને ખબર પડી. આ જંતુઓનો
નાશ કરવા મેં કારબોલીક તેલનો તપાસ કર્યો. પરંતુ ખેરહુમાં
મળી શક્યું નહિ. કારણ સરકારી દવાખાનામાં પણ કાર્બોલિક એ-
સીડ પણ રહ્યો હતો. અને એ રીતે તેલ ન મળી શક્યું ત્યારે બીજી
યુક્તિ કામે લગાડી. તે યુક્તિ એ હતી કે ધોયેલું ઘી અને સાકર

એમાં કરીને પાકેલા ભાગના નારામાં જ્યાં આમળથી લોહી નીકળતું હતું ત્યાં આમળ મુકવાથી જીવડા તે ભાગને ઉપર આવતા હતા. અને અમે તેઓને ચીપીઆવડે પકડી, પકડીને બહાર કાઢી નાંખતા હતા, આ કડકુટ ચાલતી હતી એવામાં તે સ્થળે એક કાહરડો માથે ભારી લેઇને આવ્યો, તે મંડ્રોપુર ગામનો હતો અને મને સારી પેઠે ઓળખતો હતો, જેથી તેણે મને કહ્યું કેઃ—તમે જીવડા કાઢવા સારૂ આટલી બધી કડાકુટ શા માટે કરો છો ? વગર મહેનતે બધા જીવડા જીવતી સ્થિતમાં બહાર નીકળી આવે એવા ઉપાયો ક્યાં નથી ? મેં કહ્યું કે તેવો ઉપાય હોય તો તમે કરો. તેણે વનસ્પતિ લેઇ આવીને ઉપાય કરવાને કહ્યું. અમે તેને મહેનતના ચાર આના આપવા કબુલ્યા અને તેની ભારી પણ વેચાતી લેઇ લીધી. જેથી થોડીવારમાં તે એક વનસ્પતિની ગાંઠ લેઇ આવ્યો, તેના હાથ મેં ધોવડાવ્યા અને તે ગાંઠ તેણે પત્થર ઉપર ઘસી ચંદનની માફક જાડી રહેવા દે. તેનો એક લચકો રૂના પેલ ઉપર મુકી તે પેલનો દવાવાળો ભાગ દરદવાળી જગાએ આવે તેવી રીતે નાસુર ઉપર ઉંધો પાડ્યો, એટલે દવાનો લચકો નાસુર ઉપર અને રૂ ઉપરની બાજુ રહ્યું. દશબાર મિનિટ પછી જ્યારે તેણે પેલું રૂનું પેલ ઉખાડી લીધું ત્યારે જીવતા કીડાઓનો એક લચકો પેલી દવાને વળગેલો હતો. આ જોઇ મેં કહ્યું કે તેં કંઇ હસ્ત ચાલાકી કરી છે, માટે મને દવા મુકવા દે; આમ કહી મેં તે મળ ઘસ્યું અને તેનો લચકો પ્રથમની માફક નાસુર ઉપર મુક્યો તો તે વખતે પણ અનેક જીવતા કીડાઓ તરી આવ્યા. આ પ્રમાણે ત્રણ વખ- એ દવા મુકવાથી તમામ જીવડા નીકળી ગયા અને તેથી દરદીને ગળા ઉપર બે દિવસથી સખ્ત વેદના થતી હતી, અને ગ-

મેં ઉંઘ પણ નહોતી આવતી તેમાં આરામ જણાયો. આ ઉપર-થી તે મુળીયું જાણવાની મને ઉત્કંઠા થઇ, જેથી તે ઠાકરડાને મેં ઘણું સમજાવ્યો, પણ તેણે મને તે મુળીયું બતાવવાની ના પાડી. મેં તેને દશશેર, બારશેર ચોખા ખાવાને આપ્યા, અને કહ્યું કે તું જાણે છે કે:—હું દવા કરી કોઇ પાસે કાંઇ લેતો નથી, તો પછી હું લોકોને ઘેર એવા ઉપાય કરવા જાઉં તેથી તારો ધંધો બગડે એમ નથી, પરંતુ આવા દરદીઓના ઘેર તને બોલાવવાની હું સલાહ આપીશ જેથી તેઓ તરફથી તને ઘણો ફાયદો થશે. આ પ્રમાણે અનેક યુક્તિ પ્રયુક્તિથી તેના મનનું સમાધાન કરવાની ઘણી મહે-નત કર્યા પછી તે મુળ બતાવવાનું તેણે કબુલ કર્યું, જેથી અમે બન્ને તરત ગામ બહાર ગયા. તે ગાંઠ મને પ્રથમથીજ ઓળખાઇ ગઇ હતી, તેથી મેં કહ્યું કે જો હું તને વેલો બતાવું તેજ એ છે કે નહિ ! પછી મેં તેને વેલો બતાવ્યો અને તેણે કબુલ કર્યું. એ વેલાને ભોંયમાંથી ખોદતાં તેમાંથી ગાંઠ નીકળી અને એ ગાંઠ તે ઠાકરડાએ આપેલી ગાંઠ સાથે મળતી આવી. આ ગાંઠ શાની હશે તે જાણવા વાચકવર્ગ ઇન્તેજાર હશે, માટે જણાવવાનું કે તે ગાંઠ આટખડુમડની હતી. કે જેના વેલાઓ ચોમાસામાં જામે, ત્યાં પુ-ષ્કળ થાય છે. મેં પણ ત્યાર પછી એ ગાંઠનો ઉપયોગ કરી જોયો હતો અને તે પણ પ્રથમની માફકજ અસરકારક જણાયો હતો. પરંતુ જ્યારે એ ગાંઠ સુકાઇ જાય છે ત્યારે તેમાં પ્રથમના જેવો ગુણ રહેતો નથી. અને તેથી તેનો ગુણ ટકાવી રાખવાને માટે કોઇ જાતનો મલમ કે ટીંકચર શોધી કાઢવાને માટે હું તે મુળીયું સર આલચંદ કૃષ્ણભાટવડેકર પાસે મુંબાઇ લેઇ ગયો હતો અને સર્વે

હકીકત કહી હતી, પરંતુ તેઓ સાહેબ પણ એ સંબંધી કંઇપણ શોધ હજુ સુધી કરી શક્યા નથી.

આ મુળીઆંનો અમે પણ ઉપયોગ કરી જોયો છે અને ચોમાસાના દિવસોમાં ઢોરોને સહેજ ચાંદુ કે ઉઝરડો થવાથી તેમાં જે કીડા પડે છે તેને દુર કરવાને માટે પણ એવું અકસીર જણાયું છે, કે જો આ કામ માટે ફીનાઇલના બદલે તેનો ઉપયોગ કરવામાં આવે તો ફીનાઇલની ખરીદી માટે દરવર્ષે જે સેકડો રૂા. વિદેશ ઘસડાઇ જાય છે તેનો અવશ્ય બચાવ થયા વિના રહે નહિ.

---

## ગરોળી.

સં. પલ્લી. ઇં. A Lizard.

વિવરણ—આ પ્રાણી પ્રત્યેક મનુષ્યના ઘરમાં વસતું હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે. અને ભીંત, કુંભી, કમાડ, પાટડા, વળીઓ, ખાપો વિગેરે સ્થળાએ જાણે તે જગ્યા ઉપર ચોંટી ગયું હોયને તેમ લાંબા સમય સુધી વળગીને પડી રહેતું હોવાથી ભીંત ગરોળી કે ગરોળીના નામથી પણ ઓળખાય છે. આ પ્રાણી જો શરીર ઉપર પડે તો કંઇ અશુભ બનાવ બનશે એમ માનીને હિન્દુ લોકામાં દાન, પુણ્ય કરવાનો રીવાજ છે.

ઉપયોગ—વૈદ્યક શાસ્ત્રના ગ્રંથો જોતાં તો આ પ્રાણીનો ઓષધ તરીકે કંઇ પણ ઉપયોગ થતો હોય એવું માલુમ પડી આવતું નથી. પરંતુ "રિસાલાહીકમત બાહેર" નામની કીતાબમાં ઘણાં એક વર્ષો પુર્વે જણાવવામાં આવ્યું હતું કેઃ—પતનું દરદ કે જે

વૈદ્યો અને હકીમોમાં મુશ્કેલીથી મટી શકે કિંવા ન પણ મટે એવું મનાય છે તેને ચમત્કારિક રીતે નાબુદ કરવાના ઇલાજો માટે કેઈરોમાં એક ફકીર અત્યંત પ્રખ્યાત હતો, કેમકે દરદીને તે કોઈ પણ જાતની દવા આપ્યા સિવાય માત્ર ત્રણ દિવસ ખીચડી ખવડાવીનેજ આ દરદને નાબુદ કરતો, જેથી લોકો તેને એક મહાત્મા તરીકે માનતા હતા. દરદીને ત્રણ દિવસ સુધી એ ખીચડી ખવડાવવાથી તેના શરીરમાંથી લીલા, પીળા રંગનો અને દુર્ગંધ મારતો પુષ્કળ પરસેવો નીકળ્યાં કરતો, જેની મારફતે શરીરમાંથી સદરહુ રોગને ઉત્પન્ન કરનારૂં સઘળું ઝેર ઝરી જઇ દરદીને આરામ થઈ જતો. આ ઉપરથી તે ઉપચ જાણવાને અમોએ તે ફકીરની અત્યંત સેવા ઉઠાવી તો પણ તેણે કંઇ પણ ભેદ બતાવ્યો નહિ. પરંતુ તેની પાસે આવા દરદીઓ અનેક આવતા હોવાથી લાંબા સહવાસના અંતે યુક્તિ પ્રયુક્તિથી સમજવામાં આવ્યું કેઃ—તે એક જીવતી ઘરોળીને પકડીને કપડાંની પોટલીમાં બાંધી દેતો હતો અને તે પોટલીને એક દેગડામાં રાખીને તેના ઉપર ખીચડી અને પાણી ભરી દેઇ ચુલે ચઢાવતાં જ્યારે તે ઘરોળી મરી જતી, ત્યારે પોટલીને ગુપચુપ વાસણમાંથી કાઢી લેઇ સદરહુ ખીચડી દરદીને ખાવા આપતો, જેથી ઉપર મુજબ પરીણામ આવતું હતું.

સદરહુ ફકીર આ બધી ક્રિયા એકાંતમાં બેસીને કરતો, અશાંત ખીચડા પકાવતી વખતે તેના ઉપર કલમ પડદો પડે છે જેથી કોઇનો પડછાયો તેના ઉપર ન પડે એટલા માટે એકાંતમાં બેસીને તેને પોતાના હાથેજ તૈયાર કરી જોઇએ એવું બહાનું કાઢતો હતો. પરંતુ એક ઔષધ તરીકે જાહેરાતમાં આ વિધિનો પ્રયોગ કરેલા

એ કામ ખરેખાત બગવડાવા ભર્યું જણાયું. જેથી અમે તેનો પ્રયોગ કરવાની બીજી તરકીબ શોધી કાઢી.

એ તરકીબ એવી હતી કે માટીના એક નાના વાસણમાં મગની દાળ ભરીને તેમાં બે, ત્રણ જીવતી ગરોળીઓ નાખી તે વાસણનું મહોડું બંધ કરીને પંદર દિવસ રાખી મુકવામાં આવતું. જેથી તે પ્રાણીઓની લાળ, મુત્ર વિગેરેથી સઘળી દાળ ભીંજાઇ જતી. એ દાળને છાંયે સુકવીને રાખી મુકવામાં આવતી અને જ્યારે જરૂર હોય ત્યારે તેમાંથી ૦। થી ૦॥। તોલા જેટલી દાળ ખાંડી ચુર્ણ કરી તેનો હલવો બનાવી દરદીને આપવાથી અજબ પરીણામ આવતું.

આર્ય, યુનાની અને એલોપેથીક એ ત્રણે વૈદક શાસ્ત્રોએ લગભગ અસાધ્ય જેવા માનેલા વાત રક્ત એટલે પતના દરદ ઉપર આ ઉપાયની કેવી અસર છે તેનો અમે ધર્મના બાધના કારણથી અનુભવ નહિ લેઇ શક્યા હોવાથી આ પુસ્તકની પ્રથમાવૃત્તિમાં કંઇ પણ અભિપ્રાય આપી શક્યા નહોતા, પરંતુ હાલમાં રબોદ નજીક આવેલા કુંવરપરા ગામના પટેલ ત્રીકમભાઇ ભગવાનભાઇ જણાવે છે કે:—એક માણસને કેટલેક વર્ષ થયાં પતનું દરદ થયું હતું. તેને આપની જંગલી જડીબુટ્ટીના બીજા ભાગમાં વર્ણવેલી ગરોળીની દવા ખીચડીના રીતથી ખવડાવ્યાથી હાથ પગનાં આંગળાં, હાથેળી તથા નાકમાં ચાંદાં પડી તેમાંથી જે લોહી અને પરૂ નીકળતું હતું તે બેજ દિવસમાં જાદુની માફક મટી ગયું હતું. અને બધા મળી ૭ દિવસ ખીચડી ખવડાવ્યાથી બાર આની આરામ થયો હતો, ધર્મ બાધના કારણને લેઇ આ પ્રયોગ એક મુસલમાન પાસે કરા-

વધામાં આવતો હતો, કરી દરદીએ ૭ દિવસ પછી ગરોળી નહી મળી શકવાથી પ્રયોગ બંધ રાખવો પડયો હતો, જેથી દરદીને સંપૂર્ણ રીતે દરદ મુક્ત કરી શકાયો નહોતો.

આ હકીકત ઉપરથી ગરોળીમાં વાનું દરદ શમાવવાનો ખાસ ગુણ રહેલો છે. એ વાત સાબિત થાય છે, તો પણ હજુ વિશેષ અનુભવની જરૂર છે, અને તેથી જો કોઇ યોગ્ય અધિકારી આ બાબતમાં વિશેષ પ્રયત્ન કરી પોતાનો અનુભવ જણાવશે તો જન સમાજની અમુલ્ય સેવા બજાવી ગણાશે.

---

## ગાડર ઝીપટો.

સં. નાગદમની. વિષાપહા. હિં. નાગદમન, નાગદોના. મ. નાગદવણી. ગુ. ગાડર ઝીપટો, ઘેટો ઝીપટો. બરઠ. ઇં. Indian worm-wood. લા. Artimsia Indian.

વિવરણ—ગાડર ઝીપટો ચોમાસે ઘણોજ જોવામાં આવે છે. પરંતુ કોઇ, કોઇ સ્થળે તે બારે માસ પણ હોય છે. એના છોડવા એકથી ત્રણ ફીટ ઉંચા વધે છે, પરંતુ થોડાએક વર્ષો પછી એની શાખાઓ ઘણું કરીને આડી અવળી ઘણી લાંબી વધી જાય છે અને તેને કોઇની વાડ કે કાંટાવાળાં ઝાડવાની ઓથ મળે તો તેના ઉપર ૪ થી ૬ ફીટ ઉંચા ચઢી જાય છે. એનાં પાંદડાં લાંબાં અને ઘણું કરીને કંટાસણીઆના પાનને મળતાં હોય છે. ફુલથી કથ લેતાં લીલા રંગનાં અને ફુલો પ્રથમ લીલા રંગનાં હોય છે પરંતુ પાકવાથી ભુરા રંગનાં થઇ જાય છે. એ ફુલો ઉપર ગીચોગીચ ધોળા

ભુરા વાળની રૂંવાટી અને વાંકી તીક્ષ્ણ અણીવાળા કાંટા આવેલા હોય છે. આ ઝીપટો એ જેના સાવરણા થાય છે તે લાલ ઝીપટો નહિ, પરંતુ જેનાં ફળ કાંટાનાંજ ગુચ્છાવાળાં થાય છે અને જે ગાડરને ચોટી જાય છે, તથા જેનાં પાંદડાં અણીદાર અને લાંબાં થાય છે તે ધોળો ઝીપટો સમજવો.

ગુણદોષ—

सर्वग्रहप्रशमनीविशेषविषनाशिनी
मूत्रकृच्छ्रव्रणाद्रक्षोनाशयेज्जालगर्दभम् ॥ (भा॰ प्र॰)
हृद्रोगानाहदोषघ्नीकोष्ठशोधनकारिणी (रा॰ नि)
लूतासर्पविषंवातंकफंवान्तिकृमीन्व्रणम् ॥
शूलंगुल्मंरक्तदोषंज्वरंसर्वविषाणिच॰ (नि॰ र॰)

ભાવ પ્રકાશ કહે છે કે તે સર્વે પ્રકારની ગ્રહ પીડાઓને શમાવનારી અને મુખ્ય ભાગે વિષનો નાશ કરનારી છે. વળી મુત્રકૃચ્છ, વ્રણ. રાક્ષસ પીડા અને જાલગર્દભ રોગનો નાશ કરે છે.

રાજનિઘંટુકાર જણાવે છે કે તે હૃદરરોગ અને આફરાને હરનારી તથા કોઠાને શુદ્ધ કરનારી છે.

નિઘંટ રત્નાકરના કર્તા જણાવે છે કે તે કરોળીઆ અને સાપનું વિષ, વાયુ, કફ, ઉલટી, કૃમી અને વ્રણને હરનારી છે. વળી તે શુળ, ગોળો, રૂધિરવિકાર તાવ તેમજ સર્વે પ્રકારનાં ઝેરનો નાશ કરે છે.

ઉપયોગ—એનાં મુળીઆંનો ઉકાળો કરીને પીવાથી મુત્રકૃચ્છ્રનું દરદ દુર થઇ પેશાબ સાફ રીતે આવે છે. પાંદડાંને વાટીને ગડગુમડ અને સોજાઓ ઉપર લગાડવામાં આવે છે. બીજને વાટીને સાકર સાથે મેળવીને કફ અને ઉધરસવાળાને ખવડાવાય છે.

સાપ, વીંછી, કરોળીઆ વિગેરે હરેક પ્રકારના ઝેર ઉપર આના જેવી ઉતમ બીજી દવા નથી. એનાં મુળીયાં ૦॥ તોલાભાર જેટલાં લેઇને ગરમ પાણી સાથે ઘસીને પાવાથી તત્કાળ કોઠાની શુદ્ધિ થઇ ઝેરની શાંતિ થાય છે આ વનસ્પતિમાં દરેક જાતનાં ઝેરો નાબુદ કરવાના ગુણ હોવાથીજ સંસ્કૃત ભાષામાં તેને "विषापहा" ના નામથી ઓળખવામાં આવી છે, વળી તે સર્પના ઝેરને ટાળનાર હોવાથી "नागारि" "नागदमन" "नागहंता" વિગેરે નામો આપવામાં આવ્યાં છે. એનાં પાંદડાંનાં પણ તેવાજ ગુણ હોવાથી "नागपत्रा" પણ કહેવામાં આવી છે.

ગડ, ગુમડ અને ગણુને મટાડવાના એના ગુણો વિષે વિવેચન કરતાં થોડા દિવસો ઉપર પુનાનાં વસંત વ્યાખ્યાનોમાં નરહર ગોપાળ સરદેસાઇ નામના લંડનથી એમ બીની માનવંતી પદ્દી મેળવી આવેલા એક ધુરંધર ડાકટર સાહેબે જણાવ્યું હતું કે:—વિલાયતથી યુરોપીયન વૈદક શીખીને આ દેશમાં આવ્યા પછી મને જે, જે શંકાઓ થવા લાગી તેના નિવારણ માટે પ્રથમ મેં પુનાની વૈદકનાં ભાષાંતરો વાંચ્યાં, અને છેવટે આયુર્વેદીય ગ્રંથોનો અભ્યાસ કર્યો, તે ઉપરથી મારી ખાત્રી થઇ કે તે વૈદક ઘણુંજ ઉતમ છે, આ ઉપરથી મેં ઇંગ્રેજી વૈદક છોડી દઇ ગામડી વૈદું શરૂ કર્યું અને હાલમાં હું દેશી ઓષધોજ વાપરૂં છું.

ઇંગ્રેજ કામીકિઆઓએ જુનાની વૈદક ગ્રંથો, અમેરિકન, જર્મન તથા ફ્રેન્ચ વૈદક પદ્ધતિ એ બધાં એકઠાં કરવાથી જે કંઈ શાસ્ત્ર ઉત્પન્ન થાય તે બધાની બરાબરી કરવાને આર્ય વૈદકનો એકલો "ચરક સંહિતા" નામનો ગ્રંથજ બસ છે.

આયુર્વેદ એ જુની વિદ્યા હોવાથી સડેલી વિદ્યા છે અને યુરોપીઅન વૈદ્ય દિનપ્રતિદિન આગળ વધે છે એવું યુરોપીઅન ડૉકટરો અને તેમના આ દેશના કેટલાએક દેશી ચેલાઓ બોલે છે. આ વાતમાં કેટલું સત્યાસત્ય છે તેનાં અનેક ઉદાહરણોમાંથી માત્ર થોડાં એક આપું છું.

ઝેર ચડ્યા ઉપર સોનું ઉપયોગી થઇ પડે છે એવો શોધ ઇંગ્રેજ ડૉકટરોને થોડા વર્ષમાંજ હાથ લાગ્યો, અને આ નવિન શોધ કર્યા બદલ એ ડૉકટરોને બક્ષિસો પણ આપવામાં આવી, પરંતુ આપણને તો આ વાત ચરક મહર્ષિએ સેંકડો વર્ષો પહેલાંજ જણાવી દીધેલી છે.

સંગ્રહણીના દરદમાં જે દહીં, પારો, બીલી તથા બીજાં કુમિશ્ર ઔષધિનો આજકાલ ઉપયોગ કરવામાં આવે છે તેજ ઔષધો હજાર વર્ષ પહેલાં પણ વપરાતાં હતાં.

કમળાના રોગ માટે ઇંગ્રેજી વૈદકમાં કોઇ પણ સારું ઔષધ નથી, આ વિષયનો મારો જાતિ અનુભવ કહું. વાંદરામાં એક યુરોપીઅન ગૃહસ્થને કમળો થયો જેથી તેઓ ઔષધ માટે મારી પાસે આવ્યા, મેં તેમને ઇંગ્રેજી પદ્ધતિ પ્રમાણે મિકચર કરી આપ્યું. દર વિઝીટ દશ, દશ રૂપીઆ ફી લેઇને મેં તેમની પાસેથી આશરે દોઢસો રૂપીઆ ફીના લીધા અને આશરે દોઢ મહીના

સુધી દવા આપી પરંતુ સારૂં થયું નહિ. આથી નિરાશ થઇને તેઓ એક સુરતના વૈદ્ય પાસે ગયા. તે વૈદ્યે તેમને એક વનસ્પતિનું ચૂર્ણ સુંઘવા આપ્યું અને આશ્ચર્યની વાત એ છે કે માત્ર બે દિવસ તે ચૂર્ણ સુંઘવાથી નાકમાંથી પીળી રસી નીકળીને કમળો મટી ગયો. પછી તેઓ સાહેબ મારા પાસે આવીને બોલ્યા કેઃ—તમને મેં ૧૫૦ રૂ. આપ્યા તે ફોગટના ગયા! આ વાત મેં મુંગે મોઢે કબુલ કરી! યુરોપીઅન ડોકટરો ગંડગુમડના સોજા ઉપર ઠંડા પાણી કે બેન્ડેજ(?)નો ઉપયોગ કરે છે. કોઇવાર આ ઠંડકથી સોજો બેસી જાય છે. પરંતુ કદી જો બેસે નહિ તો પોટીસ મારી, મારીને પકાવીને ફોડે છે. અથવા તો ઓપરેશન કરે છે એટલે ચપ્પુ વડે ચીરે છે. કારણ કે ઇંગ્રેજ વૈદ્યકમાં આ સિવાય બીજો ઉપાય નથી કે જે સોજા ઉપર ચોપડવાથી સોજાને નાબુદ કરે, પરંતુ દેશીવૈદ્યકમાં આવા ઉપાયો અનેક છે. એકવાર મારી પાસે "સેલ્યુલાઇટીસ" દરદનો એક રોગી આવ્યો. આ દરદ શસ્ત્ર ક્રિયા સિવાય મટશે નહિ એમ મને લાગ્યું. પરંતુ દરદી નાનું બાળક હોવાથી તેમ કરવું કઠિણ તથા ભય જેવું જણાયાથી દેશી ઔષધ વાપરી જોવાનો મેં વિચાર કર્યો. જેથી સોજા ઉપર નાગરમોથના(?) પાંદડાં મેં બાંધ્યા અને સવાર, સાંઝ કડવા લીંબડાનો થોડો થોડો રસ પાવાને કહ્યું. આશ્ચર્યની વાત એ બની કે ચપ્પુનો ઉપયોગ કર્યા વિનાજ આ છોકરો પાંચ દિવસમાં સારો થઇ ગયો. પણ આમ કરવાથી મેં બસો રૂપીના ખોયા.

આવાંજ બીજાં અનેક ઉદાહરણો આપ્યા પછી છેવટે આ ડોકટર સાહેબ જણાવે છે કેઃ—બરોબર વિચાર કરતાં એમ જ-

જાય છે કે:-જે દેશમાં જે રોગ થયો હોય તેના ઉપર તે દેશનુંજ ઔષધ સારો ગુણ કરે છે, અને તેથી હિન્દુસ્થાનના લોકોને જે જે રોગો થાય તેઓના ઉપર હિન્દુસ્થાનમાં પેદા થનારાંજ ઔષધો આપવાં જોઇએ. દેશી ઔષધોની વિરૂદ્ધ બોલનારા ડાક્ટરોની હું બે હાથ જોડીને પ્રાર્થના કરૂં છું કે આપ એક વખત આયુર્વેદને શીખો ! તેના સંપૂર્ણ રહસ્યને વિચારો! તેના આશ્ચર્યમય પરીણા-મનો અનુભવ લ્યો ! અને પછી નાક મરડવું હોય તો મરડજો.

---

## ઝિપટો.

સં. ઝિઝિરીટા. હિં. ખિરીવારા. મ. ઝિઝુર્ડી, કુતરે વાંદરે, ઝિંઝિરા. લા. Triumfetta Rotundifolia.

વિવરણ—ઝીપટાના છોડવા કેટલાએક સ્થળે બારેમાસ જોવામાં આવે છે, તો પણ તે ચોમાસે વિશેષ ઉગી આવે છે. તે ૧॥ થી ૬॥ ફીટ સુધી ઉંચા થાય છે. એને પણ ઝીપટીની પેઠે છેટે છેટે જરા લાંબી શાખાઓ નીકળી તેઓના ઉપર ॥ થી એક કે દોઢ ઇંચ લાંબાં અને તેટલાંજ પહોળાં પાંદડાં આંતરે આંતરે આવે છે. એ પાંદડાંની ઉપરની સપાટીનો રંગ ઘેરો લીલો અને નીચેની સપાટીનો જરા પીળાશ લેતો હોય છે. તેની બન્ને સપાટી ઉપર સાર કુનિના કાંટા જેવા વાળ આવેલા હોય છે, તેથી પાન ઉપર આંગળી ફેરવતાં તે ખરસટ લાગે છે. એ પાંદડાં ગોળાશ લેતાં અને ફુલ પીળાં હોય છે જે બપોર પછી ઉઘડે છે. ફળ ચણાના દાણા જેવડાં અથવા તો તેનાથી નાના અને કાંટાવાળાં હોય છે.

ગુણધર્મ—ગ્રાહી, ઉપશોષક અને પૌષ્ટિક.

ઉપયોગ—કોઈ પણ કારણથી થયેલા જખમમાંથી લોહી વહેતું બંધ કરી ઘાને રૂઝવી દેવામાં ઝીપટાનો ઉપયોગ છેક પ્રાચીનકાળથી પ્રસિદ્ધ છે. આગળના સમયમાં રણક્ષેત્રમાં યોદ્ધાઓને જ્યારે તીર, તરવાર વિગેરે શસ્ત્રો વાગવાથી જખમ થતા ત્યારે તેમાંથી વહેતું લોહી બંધ કરી જલદી રૂઝ આવવાને માટે આ ઔષધિનો રસ ઘાની અંદર ભરવામાં આવતો એવું કેટલાએક પ્રાચીન ગ્રંથો વાંચવાથી સમજાય આવે છે. આજે પણ ખેડુત, રબારી અને બીજા ઘાસ વાઢનારા લોકોને ઘાસના ધારથી કિંવા દાતરડા વડે કપાવાથી જખમ થાય છે તો તેના માટે લીકર ફેરી કે ટીંકચર ફેરી જેવાં ઔષધોની શોધ ખોળ ન કરતાં ઝીપટાને શોધી કાઢી તેના પાંદડાં ચાવીને જખમ ઉપર મુકે છે તેથી તેમાંથી નીકળતું લોહી તરતજ બંધ થઈ જાય છે અને જખમ પાક્યા સિવાય રૂઝાઈ જાય છે.

આ ઔષધિ કેવળ શરીરની બહારની બાજુના અવયવો ઉપર જ સારી અસર કરે છે એમ નથી, પરંતુ આંતરિક અવયવો ઉપર પણ તેવીજ અસરકારક છે અને તેથી દરરોજ સવાર સાંજ એનાં ૦॥ તોલા જેટલાં મુળીયાંને પાણી સાથે ઘસીને તેમાં સાકર મેળવીને પીવાથી લોહીનો ઝાડો, અર્શમાંથી પડતું લોહી તેમજ ફેફસામાંથી થતો રક્તસ્રાવ પણ તત્કાળ મટી જાય છે, અને તેથી આ ઔષધિનો ઉપયોગ કરનારને "હેઝેલીન" જેવી ભારે કિંમતની ઔષધિ ખરીદવાની આવશ્યકતા રહેતી નથી.

---

# ઝહેર મહોરો ખતાઇ.

હિં. પ્રે૰ બજાર, કાની ઝહેર મહોરા શુ ઝહેર મહોરા અ. રાદ્દવ ઈરમાદની. ઈં Mineral stone, serpent stone ઊ. Bezoar.

વિવરણ—ઝેર મહોરો એ આરસપહાણ જેવો અને પીળાશ, લીલાશ કે રતાશ પડતી ઝાંખવાળો કિંવા સાબુ ના જેવા રંગવાળો પદાર્થ હોઈ યુનાની દવાઓ વેચનાર ગાંધીઓને ત્યાં મળી શકે છે. અને પાણી સાથે ઘસ્યા પછી જેનો પસારો સફેદ રંગનો થાય છે તે ઉત્તમ અને વાપરવા લાયક ગણાય છે. બીજો એક હલકી જાતનો ઝહેર મહોરો આવે છે જે કાળાશ પડતા રંગનો અને કઠીણ હોય છે જેથી માત્ર બાહ્યોપચારમાંજ વપરાય છે.

ગુણદોષ—યુનાની વૈદ્યક ગ્રંથોમાં આ ઔષધની અત્યંત પ્રશંસા કરવામાં આવી છે. "ફવાદીન કબીર" નામના ગ્રંથમાં લખ્યું છે કે તેને તાપમાં રાખવાથી તેમાંથી પરસેવો છુટે છે એ પરસેવો ત્વચના દરદીને ખવડાવવાથી ગમે તેવો જીર્ણજ્વર તત્કાળ દુર થાય છે.

રસરાજ મહોદધિ નામના ગ્રંથમાં જણાવવામાં આવ્યું છે કે—ખરા ઝેર મહોરાની ઓળખાણ એવી છે કે લીંબડાનાં પાંદડાં સાથે એને વાટવાથી લિંબડાની કડવાશ જતી રહે છે એટલુંજ નહિ પરંતુ અફીણ જેવી કડવી વસ્તુઓ ખાધા પછી ઝહેર મહોરો ખાવામાં આવે તો મુખમાંથી કડવાશ દુર થઈ જાય છે.

વળી બીજા એક ગ્રંથમાં લખવામાં આવ્યું છે કેઃ—ઝહેર મહોરાને પાણી સાથે વાટી તેની ગોળી બનાવી ઝેરી સાપના મોઢામાં

રાખવામાં આવે તો તે સાપ મરી જાય છે. જો કે આ બાબતનો અનુભવ લેવામાં આવ્યો નથી, તોપણ એટલુંતો અનુભવસિદ્ધ ચોક્કસ છે કે:—ઝેર મહોરો એ એક તદ્દન નિર્ભય અને ઉત્તમ અસરકારક ઓષધ હોઈ તેમાં ઝેરને હરવાના, જીર્ણજ્વર, અજીર્ણ, ઉલટી, અપચો, ઝાડા અને હૃદય, યકૃત, પાચનક્રિયા અને મુત્રમાર્ગનાં દર્દો દુર કરવાનો. તથા શરીરમાં બળ, વીર્ય અને કાન્તિનો વધારો કરવાના અદ્‌ભુત ગુણો સમાએલા છે.

ઉપયોગ—આ ઓષધનું ઝેર મહોરો એવું નામ છે તે ઉપરથી ઝેરી છે એમ જાણીને ભડકવાનું કંઇપણ પ્રયોજન નથી. કારણ આ ઓષધ પોતાની જાતે બિલકુલ ઝેરી ન હોતાં કેવળ નિર્દોષ છે પરંતુ તેમાં ઝેરને હરવાના અદ્‌ભુત ગુણો રહેલા છે જેના લીધે જ ઝેર મહોરો એ નામથી ઓળખાય છે. સાપ, વીંછી, અફીણ વિગેરે કોઇપણ જાતનું ઝેર ચડયું હોય ત્યારે તેને પાણી સાથે ઘસીને પાવાથી ઉલટી મારફતે ઝેરને દુર કરે છે, માટે જ્યાં સુધી ઉલટીઓ થયા કરે ત્યાં સુધી વારંવાર આ ઓષધને આપ્યાં કરવું અને જ્યારે ઉલટીઓ થતી બંધ થાય ત્યારે ઝેર નાબુદ થયું સમજવું. પ્લેગ, કોલેરા, મેલેરીઆ, શીતળા વિગેરે ઝેરી હવાને લીધે ઉત્પન્ન થતા સંક્રામક રોગો ચાલતા હોય ત્યારે ઝેર મહોરો એક વાલ, ઝેરી ટોપરૂં એક વાલ તથા ખપીઆ કાથો વાલ એ ત્રણે ચીજોને વાટી ચુર્ણ કરી ગુલાબ જળમાં ઘુંટી હરરોજ સવારના ખાવાથી તેવો એક પણ રોગ લાગુ પડી શકતો નથી. વળી કોલેરાનું દરદ લાગુ પડી ગયા પછી પણ જો દર બે, બે કલાકે આ દવા આપવામાં આવે છે તો બીજા દરેક ઉપાય કરતાં વધારે સારી અ-

સર કરી શકે છે એ અનુભવસિદ્ધ વાત છે. કેર મહોરાનો ગુણ ઉષ્ણ નથી, તેમજ શીત પણ નથી, પરંતુ સમશીતોષ્ણ છે જેથી દરેક મનુષ્યની પ્રકૃતિને માફક આવે છે. તેમાં પણ બાળકોના અ-જીર્ણ, ઉલટી, અને ઝાડા અને શોષરોગમાં તે વધુ ઉપયોગી અને ખાસ અકસીરકારક છે. બાળકોને વરાધના લીધે લીલા રંગના જે ઝાડાઓ થાય છે તે નાબુદ કરે છે. તેમજ "સુકતાન" નામથી ઓળખાતો "બાળશોષ" નામનો બાળરોગ કે જેમાં બાળક હમેશાં ક્ષીણ થતું જાય છે તેમાં તેનો નિયમિત રીતે ઉપયોગ કરવામાં આવે તો ઘણો ફાયદો કરે છે.

ખરાબ હવાની અસરથી કે પરદેશનું પાણી લાગવાની અસ-રથી થતા દરદો જેવાં કે જીર્ણજ્વર, અતિસાર, સંગ્રહણી, સોજા અને નબળાઈને દૂર કરી હૃદય, મસ્તિષ્ક, મગજ, લીવર, પચનેન્દ્રિય વિગેરે પ્રધાન અવયવોને પુષ્ટી આપવામાં પણ તે [illegible] કાર્ય કરે છે. પરંતુ આ કાર્ય માટે દરરોજ સવાર, સાંજ ૨ થી ૪ રતી જેટલી માત્રામાં લાંબા સમય સુધી તેનું સેવન કરવું જોઈએ. જો થોડા દિવસો માટેજ આ ઔષધનું સેવન કરવાનું હોય તો તેનું પ્રમાણ બાળકો માટે એકથી ત્રણ રતી અને મોટી ઉમરનાં મનુ-ષ્યો માટે ૬ થી ૧૨ રતી જેટલું છે.

બાહ્યોપચારમાં રતવા, ગરમીની ફોલ્લીઓ, ઝેરી સોજા વિગેરે દરદો ઉપર ગુલાબજળ, સુખડ કિંવા લિંબડાની આંતરછાલના ઘ-સારા સાથે આ ઔષધ મેળવીને ચોપડવાથી ઘણોજ સારો ફાયદો થાય છે. વળી આગ, ગરમ તેલ કે એવાજ બીજા કોઈ કારણથી શરીરનો કોઈપણ ભાગ દાઝી કે બળી ગયો હોય તેના ઉપર કોપરેલ કિંવા તલના તેલ સાથે ઘસીને ચોપડવાથી આરામ થાય છે.

## ત્રાંબું.

સં. તામ્ર મ. તાંબે. હિં. તાંબા. ફા. મિસ. ઇં. Coper લા. Cuprum

વર્ણન—ત્રાંબુ એ પ્રખ્યાત ધાતુ છે.

જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ—આ ધાતુના પત્રાની ચકતી બનાવી શરીર ઉપર ધારણ કરી રાખવાથી કોલેરાનું દરદ લાગુ પડવાની સામે અદ્ભુત રીતે બચાવ કરે છે એવું આશ્ચર્યકારક પ્રસિદ્ધમાં આવ્યું છે. આ સંબંધમાં ડીસેમ્બર સને ૧૮૮ ના થીઓસોફીસ્ટ વોલ્યુમ ૫ માના ત્રીજા અંકમાં મી. ગરટેવઝોન્ નામનો વિદ્વાન જણાવે છે કેઃ—

Metal'c cills are worn to great advantage in Iddia on deseasd parts of the body. The curative proyerties of those cells I have seen verified in authentic instances when, years ago (I believe about 1852) Cholera was devastating some qarts of Europe, it was remarked at munich (Baveria) that among the thousands of its victims, there was not a single copper smith, Hence it was recommended by the medical autborities of that town to wear disks of thin copper plat, (of about 2½ inch diameter) on a string on the hollow of tae stomach, and

they prooved to be a powerful preventive of cholera. Again in 1867 cholera visited O-desea. I and my whole Family wore these copper disks and while all round there were numerous cases of cholera and dysentry, neither of us was attacked with either. I propose that serious experiments should be made in this direction and specially in those countries which are periodically devastated by that desease, as India for instance. It is my conviction that one disk of copper on the stomach and another one of zink on the spine opposite the former will be of still better service, the more so if both disks are joined by thin copper chain—Page. 92.

હિન્દુસ્થાનમાં શરીરના રોગી અવયવો ઉપર યંત્ર કે તાવીજના નામે ધાતુની ચકતીઓ પહેરવામાં આવે છે અને તેથી સારો ફાયદો થતો પણ જોવામાં આવે છે. આવી ચકતીઓના રોગ સમાવવાના ગુણો ખરા પડવાની વાત સતાવાર રીતે અનુભવમાં આવેલા દાખલાઓમાં મારા જોવામાં પણ આવી છે. કેટલાંએક વર્ષો એટલે મારા ધારવા પ્રમાણે આશરે સને ૧૮૫૨માં જ્યારે યુરોપના કેટલાએક ભાગોમાં કોલેરા ઉજડ વેરાન બનાવતો હતો ત્યારે મ્યુનિચ ( બાવેરિયા ) માં ખાસ લક્ષ ખેંચે એવું એ બન્યું હતું કે એ રોગના ભોગ થઇ પડેલા હજારો મનુષ્યોની અંદર એક

પણ કંસારો સપડાયો નહોતો. આ ઉપરથી એ શહેરના વૈદ્યક સત્તાધિકારીઓએ ત્રાંબાના પાતળા પતરાની આશરે અઢી ઈંચ આસની ગોળ ચકતીઓ બનાવી દોરીએ પરોવીને પેટના પોલા ભાગ ઉપર પહેરવાની ભલામણ કરી હતી, અને તે બધી કોલેરાના ઉપદ્રવ લાગુ પડતો અટકાવવાને મજબુત રીતે સફળ નીવડી હતી. આ પછી ફરીથી વળી સને ૧૮૨૭ ની સાલમાં ઓડેસામાં કોલેરા ફાટી નીકળ્યો ત્યારે મેં અને મારા આખા કુટુંબે આવી ત્રાંબાની ચકતીઓ પહેરી રાખી હતી, જેનું પરીણામ એ આવ્યું કે અમારી આજુબાજુ સઘળા સ્થળે કોલેરા અને મરડાના અસંખ્ય કેસો બનતા હતા, છતાં અમારામાંના કોઇના પણ ઉપર આ બેમાંથી એકનો પણ હુમલો થયો નહોતો. આ સબધિ બરીક અજમાયશો કરી જોવાની હું સુચના કરૂં છું. અને તેમાં પણ દાખલા તરીકે હિન્દુસ્થાન જેવા દેશો કે જેઓ વારંવાર આ દરદને લઇને ઉજડ વેરાન બની જાય છે, ત્યાં આગળ તો આવો પ્રયોગ અજમાવી જોવાની ખાસ જરૂર છે. મારી એવી ખાત્રી છે કે જો પેટ ઉપર એક ત્રાંબાની ચકતી પહેરવામાં આવે તથા એક બીજી જસતની ચકતી તેની પાછળના ભાગમાં કરોડ ઉપર પહેરવામાં આવે તો વિશેષ ફાયદો મળે, અને વળી જો એ બન્ને ચકતીઓને તાંબાની પાતળી સાંકળવડે જોડવામાં આવે તો એ ફાયદામાં એથી પણ વિશેષ વધારો થાય.

આ વિદ્વાનની ભલામણ પછી આ બાબતનો લાંબો અનુભવ લેવામાં આવ્યો છે અને તેનું સંતોષકારક પરીણામ જણાયાથી હાલમાં કેટલાએક ડોક્ટરો ભલામણ કરે છે કે:—કોલેરાના રોગમાં

ત્રાંબાની લંબગોળ અથવા તો ગોળ પતરી કરાવી તેની બન્ને બાજુની કોરે નજીક છિદ્રો પડાવી કંવા નાકાં જડાવી તેમાં દોરીઓ પરોવી પેટના આગલા ભાગ ઉપર ચામડી સાથે બરાબર રીતે સ્પર્શ કરીને રહે તેવી રીતે અહોનિશ–દિવસ રાત્રિ પહેરી રાખવી. આ પતરીનું માપ મોટા પુરૂષ માટે ૬×૪ ઇંચ, નાના પુરૂષ સ્ત્રીઓ માટે ૫×૩ ઇંચ અને બાળકો માટે ૪×૨ ઇંચ રાખવું. તેમજ છાશ, સરકો, આંબલી કે એવીજ બીજી કોઇ ખટાશથી માંજીને તે પતરૂં વખતો વખત ચોખ્ખું રાખવું.

કોલેરાના જંતુઓ કુવા, તળાવ વગેરેના પાણીમાં પેદા થાય છે, અને તે પાણી પીવા કે ન્હાવાના ઉપયોગમાં લેવાથી આ રોગ લાગુ પડે છે, એટલા માટે પાણીમાંના કોલેરાના જંતુઓ મારી નાંખવાને આજકાલ પોટાસ પરમેગનેટ નામની દવા કુવા, તળાવો વિગેરેમાં નાંખવામાં આવે છે, પરંતુ તેનાથી બધા જંતુઓ મરી જતા નથી, અગર જે મરી જાય છે તે પણ ફરીથી પેદા થાય છે, અને તેથી શું ઉપાય કરવાથી એ પાણીમાંના જંતુઓ નાશ પામી કોલેરાનો રોગ લાગુ પડતો અટકે એ વાત વિચારવા જેવી છે.

અમેરિકાના સુપ્રસિદ્ધ ડોકટરે મુરે કરેલા પ્રયોગો ઉપરથી સાબિત થયું છે કે ત્રાંબાનાં વાસણો, પતરાં કે સિક્કાઓ ઉપર ઝેરી સુક્ષ્મ જંતુઓ જીવી શકતા નથી. ત્રાંબાના આ ખાસ ગુણને લીધે મેલેરીઆ અને ટાઇફોઇડ જેવા તાવની મોસમમાં તેમજ ખાસ કરીને કોલેરા કે મરકી જેવા ચેપી રોગો પ્રસરતા હોય તેવી ઋતુમાં ઓછામાં ઓછું એક દિવસ અગાઉ તાંબાના વાસણમાં ભરી રાખેલું પાણી પીવાના કે ન્હાવાના ઉપયોગમાં લેવાય તેવા

ઝેરી રોગોનો ઉપદ્રવ લાગુ પડતો નથી એ વાત એ ડૉક્ટરે કરેલા શોધથી સાબિત થઇ છે.

ડૉક્ટર મુરે આ શોધ હાલમાં કરી છે. અને તેને એક અગત્યની નવિન શોધ માનીને આપણે વધાવી લેઇએ છીએ, પરંતુ દીલગીરીની વાત છે કે નવા યુગની નવી ફેશનમાં ફસી પડીને આપણું જ્ઞાન આપણે ગુમાવીએ છીએ. તાંબાની ધાતુ ઉપર સુક્ષ્મ જંતુઓ જીવી શકતા નથી, એ વાત માત્ર અત્યારેજ શોધી કાઢવામાં આવી છે અને તેથી તેનું સઘળું માન ડૉ. મુરેનેજ ઘટે છે એમ નથી; પરંતુ આપણા પૂર્વજોને ઘણા સમયથી તેનું યથાસ્થિત જ્ઞાન હતુ, અને તેથીજ તેઓ માત્ર એક ચકલીજ નહિ પરંતુ પાણી ભરવાનાં બેડાં, આચમની, તરભાણી વિગેરે પુજાનાં વાસણો, પાણી પીવાના લોટા અને પ્યાલાં, ખાવા પીવાની કુંડીઓ, હાંડા, પગે કે ગળે બાંધવાનાં માદળીઆં અને તાવીતો આં રાંધવા કરવા કે ખાવા પીવાનાં વાસણો પણ ત્રાંબાનાંજ રાખતા હતા. દેવકાર્યોમાં તો તેમણે તાંબાને ઉત્તમ માન્યુંજ હતું, પરંતુ વ્યવહારીક કાર્યોમાં પણ ત્રાંબાનાં વાસણો સિવાય ચાલી શકતું નહોતું. છતાં વિદેશી ચીજોના મોહમાં પડી દીન પ્રતિદીન ત્રાંબાનો વપરાશ આપણે એટલો બધો બંધ કર્યો છે કે ભાગ્યેજ તેને ઘરમાં લાવીએ છીએ, અને વળી જો કદાચ ભોગજોગે ઘરમાં કિંચિત હોય તો તેમને માત્ર શોભા તરીકે ઊટકીને પાણીઆરામાં ગોઠવીએ છીએ, બાકી આપણા વપરાશને માટે તો તાંબાને બદલે પીતળ, જર્મનસીલ્વર, ટીન, માટી ચઢાવેલા લોખંડ કે એલ્યુમીનીઅમનાં વાસણો, લોખંડી ડોલ, લાકડાંનાં ટબો વિગેરે વહોરી લાવીએ છીએ.

અને એમ દેશનપર ખાસ થતા જતાં કોલેરા, મેલેરીઆ ફીવર વિગેરે ભયંકર દરદોના જંતુઓ કે જેઓ આપણા પુર્વજોને સ્વપ્ને પણ ઊપદ્રવ કરી શકતાં નહોતા, તેઓને આપણા શરીરમાં દાખલ થવાને પળે, પળે જોગવાઈ કરી આપીએ છીએ.

---

## તેલીઓકંદ.

સં. તૈલકંદ. હિં. તેલકંદ. બં. તૈલકંદ. મ. તેલકંદ.

વિવરણ—પારાની ગોળી બાંધનારી તથા ત્રાંબા, રૂપા, લોઢા અને સીસા તથા કલાઈ વિગેરે ધાતુઓને સોનાના સ્વરૂપમાં ફેરવી નાખનારી જે ચોસઠ દીવ્ય વનસ્પતિઓ મનાય છે તેમાંથી આ એક છે. પરંતુ અફસોસ ! કે તેની ઓળખાણનું કોઇ પણ વૈદક ગ્રંથમાં જોઇએ તેવું સ્પષ્ટ વર્ણન કરવામાં આવ્યું નથી.

ગુણદોષ—

लोहद्रावोतैलकन्दःकटूष्णो ।
वातापस्मारहारीविषारिः ॥
शोफघ्नःस्याद्बन्धकारीरसस्य ।
द्रागेवासौदेहसिद्धिंविधत्ते ॥ निघंटुभूषण ॥

તેલીઓ કંદ સોનું, રૂપું વિગેરે ધાતુઓને પ્રવાહી કરનાર, તીખો, ગરમ, અને વાયુ તથા વાઈના દરદને હરનાર તેમજ ઝેરનો નાશ કરનાર છે. વળી તે સોજાને હણે છે, પારાનું બંધન કરે છે, અને દેહ તથા ધાતુઓની સિદ્ધિ કરે છે.

ઉપયોગ—વૈદ્યક ગ્રંથોમાં જેવી રીતે આ ઔષધિની ઓળખાણ આપવામાં આવી નથી, તેવીજ રીતે તેનો ઉપયોગ કરવાની વિધિનું પણ સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું નથી.

અમારી જગન્નાથ તરફની યાત્રામાં એક પરમ કારૂણિક વૃદ્ધ મહાત્મા સાથે સમાગમ થયો હતો, તેઓની સાથે દીવ્યૌષધિઓ સાથે વાતચિત કરતાં જ્યારે તેલીઆ કંદનો પ્રસંગ આવ્યો ત્યારે તે મહાત્માએ જણાવ્યું હતું કે:—આબુ, ગીરનાર, વિંધ્યાચળ, હીમાલય વિગેરે પહાડોમાં તેલીઆ કંદની ઉત્પત્તિ થાય છે, એ ઘણી ચમત્કારીક ચીજ છે. જેના હાથમાં આવે તેનું પ્રારબ્ધ ફરી જાય છે, અને તેથી પુરા ભાગ્યશાળી મનુષ્યનાજ હાથમાં આવે છે. મારા હાથમાં તે ઔષધી આવી નથી, પરંતુ બાલ્યાવસ્થામાં હું જ્યારે ગુરૂની સાથે ફરતો હતો, ત્યારે મારા ગુરૂના હાથ આવી હતી જેથી મારા પણ જોવામાં આવી હતી. અમે બદ્રીનારાયણની યાત્રા માટે પ્રયાણ કરતા હતા ત્યારે એક પહાડની ખાણમાં મારા ગુરૂની દ્રષ્ટિ અકસ્માત એક છોડના ઉપર પડી કે જેનાં પાંદડાં મુ-ળાનાં પાંદડાંને મળતાં પરંતુ રંગે પીળાં હતાં અને તેના ઉપર જાણે તેલ ચોપડેલું હોયને તેવું દેખાતું હતું. આ છોડ ઉંચાઇમાં દોઢેક હાથ અને ઘેરાવામાં લગભગ બે ફુટ હોઇ તેના ઉપર માત્ર ગણ્યાંક પાંદડાં હતાં. એ છોડના થડનો દાંડો લગભગ મુઠીમાં સમાય તેટલો જાડો હતો. આ દાંડાની છાલ આંબાને મળતી હતી અને છોડ ઉપર પીળા રંગનાં ફુલો આવેલાં હતાં. એ છોડના નીચેની માટી જાણે તેલથી ભીંજાઇ ગયેલી હોય ને તેવી દેખાતી હતી. સદરહુ વનસ્પતિને જોઇને ગુરૂ વર્ય એકાએક ત્યાં આગળ અટક્યા અને

આશ્ચર્ય ચકિત થઇને વારંવાર તેને નિહાળવા લાગ્યા. થોડી એક વાર પછી દેખ બચ્ચા, કામ હો ગયા! એમ કહીને તેમણે પોતાની ઝોળીમાંથી દશ રૂ. કાઢી મારા હાથમાં આપ્યા અને નજીકના ગામમાંથી એક કોદાળી તથા એક બકરી વેચાતી લેઇ આવવાને કહ્યું. કેટલીએક વારે જ્યારે હું તે લેઇને ત્યાં આગળ આવ્યો ત્યારે કોદાળી વડે તે છોડને ખોદતાં તેની નીચે જ્યારે એક ગાંઠ જેવું દેખાવા લાગ્યું ત્યારે તેની આજુબાજુએ ઘણી કાળજીથી ખોદી તે ગાંઠને ઉઘાડી કરી ખોદવાનું કામ બંધ કરવામાં આવ્યું અને પછી પેલા બકરીને એક દોરડાંથી બાંધીને તે દોરડાનો બીજો છેડો ખુટાને બદલે તે છોડ સાથે કંદની નજીકમાં બાંધી અમે બન્ને જણા નજીકના એક વૃક્ષ ઉપર ચઢી ગયા. આણી તરફ બકરીએ બંધનમાંથી છુટવાને જોર વડે ખેંચતાણ કરવા માંડી જેથી કેટલીએકવારે કંદ સાથે તે છોડ ઉખડી ગયો અને તેની સાથે તે કંદ નીચેથી ફુત્કારા મારતો એક અત્યંત ઝેરી ભયંકર સાપ પણ નીકળી આવ્યો. એ સાપ એટલો બધો છંછેડાઇ ગયેલો હતો કે તે બકરી છોડને લેઇને હજુ તો બાગે વીશ હાથ જેટલી દુર પણ પહોચી ન હતી એટલામાં તો તેને પકડીને દશ, વીશ દંશ માર્યા, બકરી તો જોતજોતામાં પ્રાણ મુક્ત થઇ ગઇ હતી, તો પણ સાપ એટલો બધો ક્રોધે ભરાઇ ગયો હતો કે જ્યાં સુધી તે હીન વીર્યવાન્યા સુધી તે તદન વિષ મુક્ત થઇ ગયો નહી ત્યાં સુધી દંશ મારતોજ રહ્યો, અને જ્યારે આમ હીન વીર્ય થઇ ગયો ત્યારે છેવટે તે બકરી ઉપર ફેણ પછાડીને પ્રાણ મુક્ત થઈ ગયો.

આવી રીતે જ્યારે તે સર્પ મૃત્યુવશ થયો ત્યારે અમે વૃક્ષ ઉપરથી નીચે ઉતરી આવ્યા અને તે કંદને લઇ લીધો. એ કંદનું

વજન આશરે આસ્સેર જેટલું હતું અને તેને નીચોવતાં તેમાંથી કૈ-ચીબ્ય રંગનો લાલ રસ નીકળ્યો હતો.

આ ઔષધિનો કેવી રીતે ઉપયોગ કરવામાં આવ્યો હતો તે પ્રકાશ કરવાની ગુરૂ વર્યની આજ્ઞા નહિ હોવાથી સ્પષ્ટપણે હું કહી શકું તેમ નથી, જેથી માત્ર એટલુંજ કહીને આપણી વાતચિત બંધ કરીશ કે તે રસથી પારાની ગોળી બાંધવામાં આવી હતી જેનાં સંયોગથી ત્રાંબા, રૂપા જેવી હલકી ધાતુઓ સોનાના સ્વરૂપમાં ફરી જતી હતી જેના અમે પરમાર્થમાં ઉપયોગ કરતા હતા. વળી તે ગોળીને અડધો કલાક દુધમાં રાખીને તે દુધ પાવાથી ગમે તેવી નપુંસક સ્થિતિમાં આવી પડેલા પુરૂષોને પુનઃ પુરૂષપણું પ્રાપ્ત થતું હતું. એ સિવાય વાઇ, વાયુ, ઉન્માદ, સોજા, જળોદર વિગેરે દર-દોને નાબુદ કરવાના એ ઔષધિના બીજા પણ જે જે અદ્દભુત ગુણો વૈદક શાસ્ત્રમાં વર્ણવવામાં આવ્યા છે તે અક્ષરશઃ સત્ય હતાં હતા.

આ મહાત્માની વાત સત્ય હોય કિંવા અસત્ય હોય, પરંતુ આનેજ મળતી અનેક વાતો બીજા પણ અનેક સાધુ, સંતોના મોંઢાડે ઘણી વખત સાંભળવામાં આવી છે. તેમજ વૈદક શાસ્ત્રમાં પણ તેના ગુણોનું આશ્ચર્યકારક રીતે વર્ણન કરવામાં આવ્યું છે, જે ઉપરથી સમજાય છે કે આ એક દીવ્ય ઔષધિ છે અને તેથી તેના વિષે કોઇને વિશેષ માહીતિ હોય, અને તે જણાવવાને કૃપા કરશે તો આર્ય વૈદકની ચાલુ સ્થિતિમાં એક નવિન પ્રકારનું પરીવર્તન થશે.

## પપીતા.

અ. પપીતા. ઈં' Ignatius Beans. લે. Strychnos Ignati.

ઉત્પત્તિ—પપીતાનાં ઝાડો આ દેશમાં થતાં નથી, પરંતુ ફીલીપાઇન બેટમાં થાય છે; જ્યાંથી તેનાં બીયાં આ દેશમાં આવે છે અને મોટા શહેરોમાં ગાંધીઓના ત્યાં મળી શકે છે. આ બીયાંનો આકાર લંબગોળ કિંવા બાલાના આકારને મળતો હોય છે, અને સાધારણ રીતે એક ઇંચ અથવા તો તેથી ઓછી વધતી લંબાઇ હોય છે, ઔષધ તરીકે આ બીયાંનોજ આ દેશમાં ઉપયોગ કરવામાં આવે છે.

ગુણ ધર્મ અને ઉપયોગ—પપીતાનાં બીયાંમાં પણ ઝેર કોચલાંની માફકજ સ્ટ્રીક્નીયા અને બ્રુસાઇન નામનાં તત્વો જુદા જુદા પ્રમાણમાં રહેલાં છે. એટલે આશરે દોઢ ટકા જેટલો સ્ટ્રીક્નીયા અને ાા ટકા જેટલો બ્રુસાઇન હોય છે. આ સિવાય વળી તેમાં લોગેનીન નામનું પણ તત્વ રહેલું છે એમ મનાય છે. એક ભાગ આ બીયાં અને દશ ભાગ રેક્ટીફાઇડ સ્પીરીટ સાથે મેળવીને અર્ક તૈયાર કરવામાં આવે છે. જે ટીંક્ચર ઇગ્નાશીયાના નામથી ઓળખાય છે, જે અંગ્રેજી દવાઓ રાખનારાઓના ત્યાં વેચાય છે, અને ત્રણથી વીશ ટીંપની માત્રામાં વાતહારક પૌષ્ટિક તરીકે તેમજ કોલેરાના દરદમાં વપરાય છે. બીયાંને ખાંડીને કરવામાં આવેલા ચૂર્ણની માત્રા ૧ થી ૫ ગ્રેન સુધીની છે, અને આખો દિવસ રાત મળીને વીશ ગ્રેનથી વધારે પ્રમાણમાં આપવામાં આવતી નથી.

આજકાલ ચાલતા પ્લેગ એટલે મરકીના દરદમાં આ ઓ-
ષધ આસીર મુદ્દાથી માલુમ પડ્યું છે. પ્લેગના દરદ ઉપર તેનો
પહેલ વહેલો ઉપયોગ હોમયોપેથીક ડૉકટરો તરફથી કરવામાં આ-
વ્યો હતો પરંતુ હાલમાં ઘણાખરા વૈદ્યો, હકીમો અને એલોપેથીક
ડૉકટરો પણ તેને વાપરવા લાગ્યા છે. સને ૧૮૭૧ ની સાલમાં
કોન્સ્ટેન્ટીનોપલની આજુબાજુના મુલકમાં પ્લેગનો ઉપદ્રવ ઘણી
સખ્ત રીતે ફાટી નીકળ્યો હતો ત્યારે પેરા ગામની પ્લેગ હોસ્પિ-
ટાલમાં આવેલા ગરીબ દરદીઓ કે જેઓ કેવળ પોતાના નસીબ
ઉપર આધાર રાખીને પડ્યા હતા, તેમના ઉપર આ દવા ડૉકટર
હોનીન બજરે મફત આપી અજમાવી હતી જેથી પ્લેગના ઘણા
દરદીઓ બચ્યા હતા, અને સદરહુ ડૉકટરને મોટું ઇનામ મળ્યું
હતું. વળી આ ડૉકટર સાહેબને કે જેઓ હોમિઓપેથીક ચિકિત્સા
પદ્ધતિના મૂળ શોધક વિશ્વવિખ્યાત ડૉકટર હેનીમાનના શિષ્ય હતા
તેમને પોતાનેજ લાહોર જતાં પાલીમાં પ્લેગનો રોગ લાગુ પડ્યો
હતો, જેથી તે વખતે આ દવા પોતાની જાત ઊપર પણ અજમાવી
જોતાં પરસેવો આવી તાવ ઉતરી ગયો હતો, અને વળી બહારની
બાજુએ કોઈ પણ ઓષધ ચોપડ્યા સિવાય પણ ગાંઠ અને તેનો
ફુગાવો તથા સોજો નાબુદ થઈ સંપૂર્ણ રીતે આરામ થયો હતો.

આ રીતે આ ઓષધમાં પ્લેગ વિષ વિનાશક ગુણ માલુમ
પડવાથી તેને હોમીઓપેથીક ચિકિત્સા શાસ્ત્રમાં દાખલ કરવામાં
આવ્યું અને દિનપ્રતિદિન વિશેષ પ્રચાર થતો ચાલ્યો.

આ ઉપરાંત વળી હોમીઓપેથીક રીત પ્રમાણે ઉપચાર કર-
નારા આધુનિક સમયના બંગાળાના પ્રખ્યાત ડૉકટર સરદાર મહે-

-ન્દલાલ સી. આઇ. ઈ. એ હાલમાં ચાલતી મરકી ઉપર આ ઓ-
ષધની બહોળી અજમાયશ કરીને જણાવ્યું કે:-આ દવા પ્લેગનો
ઉપદ્રવ લાગુ પડતો અટકાવનાર તેમજ લાગુ પડ્યા પછી નાબુદ
કરવાનો પણ અકસીર ગુણ ધરાવે છે. ચાલુ મરકીના સમયમાં જે
ઘણે એનાં બીયાં કમરે કિંવા હાથે બાંધ્યા હતાં તેમાંના એકને પણ
મરકી લાગુ પડી નહોતી.

આ અભિપ્રાય પ્રગટ થયા પછી ઘણાખરા વૈદ્યો, તેમજ ડા-
ક્ટરો પુષ્કળ છુટથી પ્લેગના દરદમાં આ ઔષધિનો ઉપયોગ કરે
છે. એટલુંજ નહિ પરંતુ સાધારણ મનુષ્યો પણ તેનાં બીયાંને સા-
રીને હાથે કિંવા ગળે બાંધી રાખે છે. વળી આ બીજના ટુકડાઓ
કરીને ઘરમાં ખુણા ગોખલા, તાકાં વિગેરે સ્થળોએ પણ રાખી
મુકવામાં આવે છે. કારણ એવું કહેવાય છે કે તેમ કરવાથી ઘરમાં-
થી પ્લેગના જંતુઓનો નાશ થાય છે.

આ ઔષધનો અમારી તરફથી પણ પ્લેગના પુષ્કળ દરદીઓ
ઉપર અનુભવ લેવામાં આવ્યો છે. અને તે પ્લેગનો ઉપદ્રવ લાગુ
પડતો અટકાવવા તેમજ લાગુ પડ્યા પછી નાબુદ કરવાના કામમા
અસરકારક માલુમ પડી છે, તો પણ પ્લેગનું દરદ લાગુ પડ્યાને
ઘણો સમય વહી ગયા પછી તેનો ઉપયોગ કરવામાં આવે તેના
કરતાં દરદની શરૂઆત થતાની સાથેજ જો તે આપવામાં આવે છે
તો ચોવીસ કલાકની અંદર તાવને તેમજ સાંધાગોમાં થતા દુઃખા-
વાને તદન નરમ પાડી નાંખવાનો અદ્ભુત ચમત્કાર બતાવી શકે છે.
અમારા તરફથી આ ઔષધ ચૂર્ણના સ્વરૂપમાં દર બે, બે કલાકે
એક ઘઉંભારના પ્રમાણમાં લેઇ પાણી સાથે આપવામાં આવતું

હતું અને તેથી પ્લેગનું દરદ લાગુ પડવાનાં ચિન્હો જણાવાને ૭ કલાકથી વધારે વખત ન વહી ગયો હોય તો એકજ દિવસમાં દરદનું જોર નરમ પડ્યાનાં ચિન્હો દ્રષ્ટિએ આવતાં હતાં. વળી પ્લેગનું દરદ લાગુ પડતું અટકાવવાને માટે જેને જેને દરરોજ સવાર, સાંઝ બેથી ત્રણ ઘઉંભાર જેટલું એ ચૂર્ણ પાણી સાથે આપવામાં આવ્યું હતું તેનું પણ સંતોષકારક પરીણામ આવ્યું હતું, માટે પ્લેગનો ઉપદ્રવ ચાલતો હોય તે સમયમાં આ ઓષધનો ઉપયોગ કરવા તેમજ વિશેષ માહીતિ માટે અમારા તરફથી પ્રગટ થયેલું "પ્લેગ અથવા મરકી અને તેનાં કારણો, ઇલાજે તથા અનુભવ સિદ્ધ ઉપાયો" એ નામનું પુસ્તક વાંચવા ભલામણ કરી આ વિષય પુરો કરીએ છીએ.

---

# પાણી.

સં. જલ. વારિ. હિં. જલ, પાની, મ. પાણી, બં જલ ફા. આબ તે ની રૂ ઇ Water લા. Aquae.

પ્રાણીમાત્રને થનારાં અત્યંત ભયંકરમાં ભયંકર દરદોને નાબુદ કરનારાં જે અદ્‌ભુત ઓષધો કુદરતે પોતાના ભંડારનાં અપૂર્વ રીતે સંચિત કરી રાખેલાં છે, તેઓમાં પાણી એ એક મુખ્ય છે. પાણી એ પ્રાણીઓના પ્રાણ સ્વરૂપ છે, અન્ન સિવાય પ્રાણીઓ ઘણા સમય સુધી જીવન ધારણ કરી શકે છે, પરંતુ જળ વિના થોડાજ સમયમાં પ્રાણ ત્યાગ થઇ જાય છે. કેમકે જળની તૃષાને લીધે મોહ ઉત્પન્ન થાય છે અને એ મોહને લીધે પ્રાણનો નાશ થાય છે.

જેથી જીવન રક્ષણ માટે કોઇપણ અવસ્થામાં જળનો ત્યાગ થઇ શકે તેમ નથી.

માત્ર જીવન રક્ષણના માટેજ પાણી ઉપયોગી છે એમ નથી, પરંતુ વ્યાધિ ચિકિત્સામાં પણ તેવુંજ ઉપયોગી છે જેમ કેટલાંએક ઓષધો ખવડાવીને કિંવા બહારથી લગાડીને વ્યાધિઓને મટાડી શકાય છે. તેવીજ રીતે ઔષધો સિવાય માત્ર પાણીવડે પણ ઘણાં દરદો દુર કરી શકાય છે. આ વાત આજકાલની કિંવા નવાઇની નથી, પરંતુ છેક પ્રાચીનકાળથી આ દેશમાં જાણીતી છે અને તેથી વેદાદિ શાસ્ત્રોમાં વિસ્તૃત રીતે વિવેચન કરવામાં આવેલી છે. પરંતુ દીલગીરીની વાત એ છે કે આજકાલ આપણને પશ્ચિમનો રંગ પાસ લાગેલો હોવાથી આપણી જાત, વાત અને રીતભાત ઉપરથી આપણો વિશ્વાસ ઉઠી ગયેલો છે. અને તેથી આપણાં શાસ્ત્રોએ જણાવેલી કોઇપણ વાત સ્વિકારવાને આનાકાની કરીએ છીએ પરંતુ જ્યારે પાશ્ચિમાત્ય વિદ્વાનો આપણા શાસ્ત્રોમાં કહેલી એ વાતોનો અનુભવ લેઇ જાહેરમાં મુકે છે ત્યારે તેને નવિન શોધોના નામે આપણે અતિ ઉત્સાહથી વધાવી લેઇએ છીએ. આવીજ રીતે પાણીદ્વારા દરદો સારાં કરવાની વિદ્યા પણ જો કે આ દેશમાં આજ સુધી સ્થિતિમાં ચાલી આવતી હતી, પરંતુ પાશ્ચિમાત્ય પંડિતોના પ્રતાપવડે વિશેષ અજવાળામાં આવી છે. પાણી ઉપચારમાં ઉપયોગી થઇ શકે છે એ વાતની શોધ પશ્ચિમ ભૂમિમાં પહેલવહેલી સીલીસીઆના વીન્સેન્ટ પ્રીસનીટ્ઝ નામના એક ખેડુતે કરી હતી. પરંતુ ત્યાર પછી તેમાં ઘણો સુધારો થઇ તમામ દરદો કેવળ પાણીવડેજ નાબુદ કરવાની વિજ્ઞાન પદ્ધતિ ઉત્પન્ન થઇ છે. એ પદ્ધતિ

પ્રમાણે ઉપચાર કરવાના મુખ્ય બે વિભાગ છે. કેટલાએક ઉપચારકો દરેક દરદોની સારવાર માટે કેવળ શુદ્ધ પાણીનોજ ઉપયોગ કરે છે ત્યારે કેટલાએક ઉપચારકો શુદ્ધ તેમજ કુદરતી રીતે કેટલાએક સ્થળોનાં ઝરણાંમાં કિંવા કુંડોમાં રહેલાં રસાયણીક ક્ષાર મિશ્રિત જળનો પણ ઉપયોગ કરે છે જેઓ કેવળ શુદ્ધ જળનો ઉપયોગ કરે છે, તેઓ પોતાની પદ્ધતિને ( Water cure ) વૉટર કયુર કહે છે. અને જેઓ બન્ને પ્રકારનાં જળોનો ઉપયોગ કરે છે તેઓ પોતાની પદ્ધતિને ( Hydropathy ) હાઇડ્રોપેથી કહે છે. પરંતુ આ બન્ને પદ્ધતિઓને આપણી ભાષામાં "જળ ચિકિત્સા" એવું સામાન્ય નામ આપી શકાય.

આ જળ ચિકિત્સા શાસ્ત્ર એટલું બધું વિશાળ છે કે તેનું સંપૂર્ણ વર્ણન કરવાને માટે અહીંઆં પુરતુ સ્થાનક નથી અને તેથી ઇશ્વરેચ્છા હશે તો એક સ્વતંત્ર વિશાળ ગ્રંથ રૂપે વર્ણન કરવાનું અન્ય પ્રસંગ ઉપર મુલતવી રાખી હાલમાં માત્ર કેટલીએક અત્યંત ઉપયોગી રીતોનુંજ કંઇક દિગ્દર્શન કરીશું.

આઠ કટોરા પાણીનો પ્રયોગ—આજકાલના પાશ્ચિમાત્ય સમર્થ વિદ્વાન રસાયણ શાસ્ત્રીઓએ એવું સિદ્ધ કર્યું છે કેઃ— પ્રાણીમાત્રનું જીવન એ બીજું કંઇ નહિ પરંતુ રસાયણીક ફેરફારોનું એકંદર પરીણામ છે. એ રસાયણીક ફેરફારો અમુક પ્રમાણમાં શરીરમાં ગરમી હોય તોજ થઇ શકે છે. જો શરીરમાં રહેલો કુદરતી મુળ ગરમી ઓછી થાય છે તો કોઇપણ જાતનો વ્યાધિ ઉત્પન્ન થાય છે અને જો બધી ગરમી જતી રહે તો મૃત્યુ થાય છે, માટે જીવન જાગતી રાખવાને માટે શરીરમાં ગરમી પુરે એવા પદાર્થોના ઉપયોગમાં વખતોવખત આવવું જોઇએ. આવા પદાર્થો જો કે અનેક

છે, પરંતુ તે બધાઓમાં પાણી એ સર્વોત્તમ સાધન છે. કેમકે કોઈ પણ જાતના નુકસાનથી તે રહિત છે એટલુંજ નહિ પરંતુ જેટલા પ્રમાણમાં ગરમી આપવાની જરૂર હોય તેટલા પ્રમાણમાંજ તેને વધારે ઓછું ગરમ કરી શકાય છે. વળી પાણી જેમ શરીરમાં ખેંચતી ગરમીને પુરી પાડે છે તેવીજ રીતે તેને ઠંડુ કરીને વાપરવાથી વધારાની ગરમીને દુર પણ કરી શકે છે.

શરીરમાં વધઘટ થયેલી ગરમીને સમાનતામાં લાવવાને આ રીતે પાણીનો ઉપયોગ કરવાની પાશ્ચિમાત્ય વિદ્વાનો આજકાલ ઘણા આગ્રહથી ભલામણ કરે છે એ ઘણી સારી વાત છે. તેઓની આ મહાન શોધના માટે, તેઓના આ મહાન બોધના માટે આપણે ઉપકાર માનવો જોઇએ. પરંતુ આ વાતથી આપણે છેક અજ્ઞાન નથી. પાણીનો ઉપયોગ કરવાનો એક અતિ ઉત્કૃષ્ટ સાદો ઉપચાર કે જે "આઠ કટોરી પાણીનો પ્રયોગ" એવા નામથી આ દેશના કેટલાએક ભાગોમાં પ્રસિદ્ધ છે તેની અસર કંઇ જેવી તેવી નથી. અત્યંત ભયંકર રીતે માંદગીમાં આવી પડેલા મનુષ્યને સખ્ત રીતે તાવ આવતો હોય, વાયુ અત્યંત વધી ગયો હોય, અચેતનતા પ્રાપ્ત થઇ હોય, ઝાડા, ઊલટી વિગેરે થતાં હોય, શરીર ઠંડુ પડી જતું હોય કિંવા એવાંજ બીજાં જીંદગીને જોખમ પહોંચાડે એવાં લક્ષણો જણાતાં હોય તેવા સમયે કેશર, કસ્તુરી, સ્પિરિટ એમોન્યા એરોમેટિક, હેમગર્ભ, હિરણ્યગર્ભ, મલ્લસિંદુર, કે ચંદ્રોદય જેવી માત્રાઓ જ્યાં કામ કરતી નથી ત્યાં આગળ આ આઠ કટોરી પાણી કામ કરે છે. જો દરદનાં લક્ષણો અત્યંત ભયંકર હોય, અર્થાત શરીર અત્યંત ઠંડુ પડી ગયું હોય, બેશુદ્ધિ બહુજ

વધી ગઈ હોય, કોલેરાની માફક ઝાડો, ઊલટી વધી પડયાં હોય અને તેથી કદાચ આ આઠ કટોરી પાણીનો પ્રયોગ ફાયદામંદ ન નીવડે તો પછી ચોસઠ કટોરી પાણીનો પ્રયોગ કરવાથી તો વખતજ દરદી હુશીઆરીમાં આવી જાય છે.

આઠ કટોરી પાણી બનાવવાની રીત એ છે કે એક માટીના વાસણમાં આઠ વાડકીઓ ભરીને પાણી રેડી પછી તેમાં સુંઠ, મ-રીઆં, પીંપર, તજ, લવિંગ અને વાવડીંગ એ દરેક ચીજ બે, બે આનીભાર તથા તુળસી અને બીલી એ દરેકનાં પાંદડાં બે, બે તોલા લેઇ બે ખરાં કરીને નાંખવાં. પછી આ પાણીને ચુલે મુકીને ઊકાળ-તાં જ્યારે એક વાડકી પાણી શેષ રહે ત્યારે ઊતારીને પાઇ દેવું. આમ દિવસમાં ત્રણ વખત પાણી તૈયાર કરીને દરદીને પાવાથી અને તેવા ઝેરી મેલેરીઆનો તાવ હોય છે તો તે પણ ઉતરી જાય છે અને તેના લીધે થતા બીજા બધા ઉપદ્રવો શાન્ત પડે છે, જો તાવનો વેગ અત્યંત હોય અને આઠ કટોરા પાણીના પ્રયોગથી શાન્ત ન પડે તો પછી સોળ કટોરી, બત્રીશ કટોરી અથવા તો ચોસઠ કટોરી પાણીનો પ્રયોગ કરવામાં આવે છે. ઉપર મુજબ માટીના વાસણમાં સોળ વાડકી, બત્રીશ વાડકી અથવા તો ચોસઠ વાડકી પાણી નાંખીને ઊકાળતાં જ્યારે એકજ વાડકી પાણી બાકી રહે ત્યારે ઊતારીને પી શકાય તેવું ઠંડુ પડે દરદીને પાઇ દેવું તેનું નામ સોળ, બત્રીશ કે ચોસઠ કટોરી પાણીનો પ્રયોગ છે. જેમ, જેમ વધારે વાડકીઓ પાણી ઊકાળીને તેમાંથી મ એકજ વાડકી પાણી રાખવામાં આવે છે તેમ તેમ વધારે ફાયદાકારક નીવડે છે. અને તેવા ચોસઠ કટોરીનું પાણી પાવામાં આવે છે, ત્યારે એક

અસાધ્યાવસ્થાને પ્રાપ્ત થયેલા દરદીના શરીરમાં પણ એવી ગરમી જાગૃત થાય છે કે મરણ પથારીમાંથી બેઠો થઇને એક વખત તો તે અવશ્ય ઉત્તર આપે છે.

ઉપલક દ્રષ્ટિથી જોતાં તો આ ઉપાય ઘણોજ સાદો દેખાય છે, પરંતુ અનેક વખત અજમાયશ લેતાં તો એવો ફળદાયક માલમ પડયો છે કે જ્યા આગળ મોટી, મોટી માત્રાઓ પણ કાર્ય નથી કરતી ત્યાં આગળ તે પોતાનો વિજય ડંકો અવશ્ય બજાવે છે અને વળી ગળે કિંવા છાતીમાં ગમે તેવો કફ જામ્યો હોય તેને તો તત્કાળ વિખેરી નાંખે છે. આ વાતની શાક્ષી આપતાં રાજ નિઘંટુ અને નિઘંટુ ભૂષણ નામે ગ્રંથોના કર્તાઓ પણ જણાવેછેઃ—

क्थ्यमानन्तुयत्तोयंनिष्फेनंनिर्मलीकृतम् ।
भवत्यर्द्धावशिष्टन्तुतदुष्णोदकमुच्यते ॥
उष्णोदकसदापथ्यंकासज्वरविबन्धनुत् ।
कफवातामदोषघ्नंदीपनंवस्तिशोधनम् ॥
तत्पादहीनंवातघ्नमर्द्धहीनन्तुपित्तजित् ।
कफघ्नंपाददशेषन्तुपानीयंलघुदीपनम् ॥

ઉકળવા માટે ચુલે ચઢાવેલાં પાણીને અગ્નિ આપતાં આપતાં જ્યારે તે પાણી ફીણ વગરનું અને નિર્મલ થઇને અડધા ભાગનું બાકી રહે ત્યારે તે ઉષ્ણ જળ કહેવાય છે, આ ઉષ્ણજળ હમેશાં માફક આવે તેવું, તેમજ ખાંસી, તાવ, ઝાડાનો બંધકોશ કફ, વાયુ અને આમ દોષને હણનાર, અગ્નિનું દીપન કરનાર તથા બસ્તિને શોધનારૂં છે. પાણીને ઉકાળતાં એક ભાગનું બળી જાને

ત્રણ ભાગનું શેષ રહે ત્યારે ઉતારી ગાળી લેઈ દરદીને આપવાથી વાયુનું શમન કરે છે. અર્ધેઅર્ધ શેષ રહેલું પાણી પિત્તનો પરાજય કરે છે. અને ત્રણ ભાગનું બળી જઈ માત્ર ચોથાજ ભાગનું શેષ રહેલું પાણી કફનો નાશ કરે છે, પચવામાં હલકું છે અને અગ્નિને દીપન કરવાવાળું છે.

इच्छन्ति [illegible] षितम् ॥

જો અનેક દોષ ભેગા હોય તો અષ્ટમાંશ શેષ રહેલું પાણી વાપરવું એ ઇચ્છવા યોગ્ય છે.

આજકાલના શોધકો જણાવે છે કે જમવાના સમયથી અડધા કલાક પહેલાં જો ગરમ પાણી પીધું હોય તો તેથી ભૂખ સારી પેઠે લાગે છે, તેવીજ રીતે જો રાત્રે અચ્છેર ગરમ પાણી પીને વરત સુઈ ગયા હોઈએ અને સવારમાં જરા વહેલા ઉઠીને તેટલું પાણી પીવામાં આવે તો દસ્ત સહેલાઈથી આવે છે પરંતુ આપણા શા- સ્ત્રમાં તો તેના આવા ઉત્તમ ગુણો વર્ણવેલા છે.

ઉષા જલપાન વિધિ—શરીરમાં થએલા અનેક વ્યાધિઓને શીઘ્ર નાબુદ કરવાને માટે જેવી રીતે ઉષ્ણ જળનું પાન કરવામાં આવે છે, તેવીજ રીતે વધઘટ થએલા દોષોને સમાનતામાં લાવી પ્રકૃતિને સ્વસ્થ બનાવવાને માટે ઠંડુ પાણી પણ પીવામાં વપરાય છે. આ પાણી પીવાના સમય અને વિધિ વિષે વિવેચન કરતાં નિઘંટકાર જણાવે છે કેઃ—

अनुदितेअरुणेरविमंडलेच
पिबतितोयमनुष्यनमूत्रवित् ॥

सनरोनिलपित्तकफापहम्
अ्गरमारमतेप्रमदासह ॥

પ્રાતઃકાળમાં સ્વીમંડળના ઉદય પહેલાં અરૂણોદય વખતે એટલે પાછલી ચારઘડી રાત્રિ બાકી હોય તે વખતે ઉઠીને પેશાબ કરી આવ્યા પહેલાં પથારીમાંજ બેસીને જે મનુષ્ય રાત્રિએ ત્રાંબાના વાસણમાં ભરી રાખેલું પાણી પીએ છે તે મનુષ્યના અત્યંત વૃદ્ધિ પામેલા વાયુ, કફ અને પિત્ત એ ત્રણે દોષોની શાન્તિ થાય છે. અને સો સ્ત્રીઓ સાથે વિહાર કરે એટલું બળ આવે છે.

પીવાના પાણીનું માપ કેટલું હોવું જોઇએ તેના સંબંધમાં નિઘંટ રત્નાકરમાં જણાવેલું છે કેઃ—

सविदुरुदयकालेप्रसृतीःसलिलस्यपिबेदष्टौ ॥

અરૂણના ઉદય વખતે આઠ અંજલી ' એટલે ચોસઠ તોલા જળ પીએ.

ગ્રંથકાર તો આ મુજબ જણાવે છે. પરંતુ હાલના મનુષ્યોની શક્તિને અનુસરીને કદાચ માઇને એટલું પાણી માફક ન આવે તો ઓછું વધતુ પીવામાં પણ કાંઇ વાંધો નથી.

પાણીનો કેવળ પીવામાંજ ઉપયોગ કરવાથી તે રોગહારક નીવડે છે એમ નથી, પરંતુ જુદી જુદી સ્થિતિના ઠંડા કિંવા ગરમ જળ વડે જુદી જુદી રીતે સ્નાન કરવાથી અથવા તો જુદી જુદી રીતે સેક કરવાથી પણ અજબ ફાયદો થતો જોવામાં આવે છે. દરેક મનુષ્યોની પ્રકૃતિ ભિન્ન, ભિન્ન હોય છે અને તેથી ક્યારે અને કેટલા પ્રમાણમાં ઠંડુ અથવા તો ગરમ પાણી વાપરવું તેના

વિશેષ ચોક્કસ નિયમ કહી શકાય નહિ તો પણ સર્વ સામાન્ય વિધિ નીચે મુજબ છે.

સ્નાન પ્રયોગોના મુખ્ય બે ભાગ છે જેમાં આખા શરીરને લાગુ પડે તેવા પ્રયોગોને "જનરલ બાથ્સ અથવા તો સર્વાંગ સ્નાન" કહે છે અને ખાસ અંગ અવયવને લગુ પાડવામાં આવતા સ્નાનને " પાર્સિઅલ બાથ્સ " ના નામથી ઓળખે છે.

૧. નિંદ્રાપ્રદ સ્નાન—જો બરાબર રીતે ઉંઘ ન આવતી હોય તો સુવાના સમયથી કેટલીવાર અગાઉ બન્ને પગોને સાધારણ ગરમ પાણીમાં બોળી રાખીને માથા ઉપર ઠંડા પાણીની સારી પેઠે ધાર કરવાથી લોહીની ગતી માથા તરફથી નરમ પડીને પગો તરફ જાય છે જેથી થોડીજ વારમાં સુખમય નિંદ્રા આવી જાય છે.

શાન્તિદાયક સ્નાન—દરદીને એક આરામ ખુરશી ઉપર સુવાડીને તેના મગજ ઉપર એક ચાળણી જેવા સછિદ્ર વાસણ મારફતે નવશેકા ગરમ પાણીની ધારાઓ ઊંચેથી ધીમે ધીમે પડવા દીધી જાય તો તેનું મગજ સારી રીતે શાન્ત થઇ આનંદિત થાય છે. જેને અતિશય મગજમારીનું કામ કરવું પડતું હોય તેને આ પ્રયોગ સારી રીતે માફક આવે છે અને જેમ જેમ અભ્યાસ પડતો જાય છે તેમ તેમ વધારે ઠંડુ પાણી પણ ખમી શકાય છે. મગજ ઉપર ઠંડુ પાણી રેડવાથી જો કે પ્રથમ તો ચામડી જરા ઠંડી પડી ચડી જાય છે પરંતુ થોડાજ સમયમાં પુરતી ગરમી આવી જાય છે અને જેમ વધારે ઠંડુ પાણી રેડવામાં આવે છે તેમ વધારે શાન્તિ પ્રાપ્ત થાય છે, દ્રષ્ટિબળમાં વધારો થાય છે અને વાળોનાં મૂળ મજબુત થાય છે. આવા પાણીનો ઉપયોગ કરવો હોય ત્યારે પવનનો

સપાટો શરીરને લાગે નહિ એટલુંજ માત્ર ધ્યાનમાં રાખવું જોઇએ.

**શક્તિ વર્ધક સ્નાન**—સ્નાન કરવાનો ખરો હેતુ કંઇ માત્ર ચામડીની બહારની સપાટીનીજ અસ્વચ્છતા દુર કરવાનો નથી, પરંતુ ચામડીનાં છિદ્રોને સ્વચ્છ અને ચપળ બનાવવાનો છે કે જેથી અંદરના અવયવો પોતાનું કાર્ય ઝડપથી બજાવી શકે. કેટલાંએક મનુષ્યો અત્યંત ગરમ જળનો, કેટલાંએક સમશીતોષ્ણ જળનો અને કેટલાંએક ઠંડા પાણીનો સ્નાન કરવામાં ઉપયોગ કરે છે. આ બધામાં ઠંડુ જળ એ અત્યંત કીમતી શક્તિ વર્ધક ઉપાય છે, કેમકે ઠંડા પાણીએ નહાવાથી રૂધિર ચામડીની સપાટી તરફ ધસી આવે છે જેથી તે શરીરને ખુશનુમા લાગે છે. પરંતુ તે બળવાન મનુષ્યનેજ માફક આવે છે. જેના શરીરમાં લોહીનું ફરવું ઘણી ધીમાશથી થાય છે તેને એકદમ માફક આવતુ નથી. જો તમે જોઇએ તેટલા બળવાન ન હો તો તમારે પ્રથમ સમશીતોષ્ણ જળથીજ સ્નાન કરવાનું શરૂ કરવું અને પછી દરરોજ તે પાણીને સહેજ ઠંડુ કરતા જવું. ઠંડા પાણીએ સ્નાન કર્યું કે તરતજ શરીરમાં આનંદ, ઉત્સાહ અને ગરમી આવતી હોય એવી લાગણી થવી જોઇએ. જો તમને આમ થતું ન લાગે તો જે પાણી વડે તમે નહાતા હો તે પાણી તમારી પ્રકૃતિને અનુકુળ આવે તે કરતાં વધારે ઠંડુ છે એમ સમજી તેના કરતાં કંઇક ગરમ પાણી વાપરવું.

ઠંડા પાણીના ફાયદા મેળવવા હોય તો પ્રથમ થોડી કસરત કરી શરીરને ચપળ બનાવ્યા પછીજ સ્નાન કરવું જોઇએ, તેમજ શરીરને બરાબર સ્વચ્છ બનાવવાને માટે વાદળી કિંવા ખડબચડા

ટુવાલનો પણ ઉપયોગ કરવો જોઇએ, પ્રથમ શરીરને ઠંડા પાણી-થી ભીંજવીને ટુવાલ વડે કિંવા હાથ વડે ખુબ ઘસવું જેથી ચા-મડી સાફ થશે, ઠંડી ઘણી ઓછી લાગશે તેમજ શરીરમાં જલદી-થી ગરમી આવી જશે. ઠંડા પાણીએ નહાતી વેળા એક વાત એ યાદ રાખવાની છે કે ગરમ પાણીએ નહાવામાં જેટલો વખત ગા-ળવામાં આવે છે તેટલો વખત ઠંડા પાણીએ નહાતાં કાઢવો નહિ, પરંતુ ૩ થી પાંચ મિનિટમાંજ સ્નાન કાર્ય પૂર્ણ કરી લેવું.

ઠંડા પાણીથી સ્નાન કરવામાં જો કે અત્યંત ઉત્તમ ગુણો સમાએલા છે તો પણ જ્યારે તમને ઠંડી જેવું લાગતું હોય ત્યારે કદી પણ ઠંડા પાણીએ નહાવું નહિ.

આ સિવાય વળી જુદી જુદી જાતના દરદોની શાન્તિ માટે જુદી જુદી સ્થિતિના પાણી વડે જુદી જુદી રીતે સ્નાન કરવામાં આવે છે જેઓમાં મુખ્ય નીચે મુજબ છે.

**શીતળ જળ પ્રયોગ**—ભાંગ કે દારૂ જેવા માદક પદાર્થનો નિશો ઉતરવાને માટે આ સ્નાન કરવામાં આવે છે. પ્રયોગ વખતે એક મોટા ટબની અંદર શીતળ પાણી ભરવામાં આવે છે અને તેની અંદર દરદીને રાખવામાં આવે છે જેથી માદક ચીજની ઝેરી અસર મગજ ઉપરથી ઓછી થઇને શુદ્ધિ આવી જાય છે. કોઇ પણ જાતના દરદ સિવાયનો સાધારણ મનુષ્ય પણ દરરોજ જો સવારમાં ઉઠતી વખતે શરીર ગરમ હોય ત્યારે કિંવા કસરત કર્યા પછી આ સ્નાનના લાભ લેતો તેના શરીરમાં ઘણી સ્ફુર્તિ તેમજ શક્તિ આવે છે. તો પણ નબળા રક્તાશયવાળાએ અથવા તો જેને

આફક આવતું ન હોય તેવાં મનુષ્યોએ આ સ્નાનનો એકદમ અ-ભ્યાસ પાડવો નહિ.

**ઉષ્ણજળ સ્નાન પ્રયોગ**—આ સ્નાન વખતે દરદીનો માથા સિવાયનો બધો ભાગ ગરમ પાણીમાં રાખવામાં આવે છે અને માથા ઉપર ઠંડા પાણીનો ભીનો ટુવાલ મૂકી રાખવામાં આવે છે. દરદીને પાંચ, દશ મિનિટથી વધારે સમય સુધી પાણીમાં બેસાડ-વામાં આવતો નથી અને બહાર કાઢ્યા પછી તરતજ ગરમ કામળો વીંટી લેવામાં આવે છે. અથવા જો જરૂર હોય તો દરદીને સુવાડી દેવામાં આવે છે.

આ પ્રયોગથી જ્ઞાન તંતુઓ શાંત થાય છે, રક્તાશયની ગતિ નિયમિત થાય છે, પરસેવો આવે છે અને રૂધિરાભિસરણ એક સરખું ચાલે છે, પેટના કોઇ પણ અવયવ કે મસ્તક તરફ વધારે પ્રમાણમાં લોહી જતું અટક છે અને ચામડી તરફ ખેંચાય છે. વળી સાધારણ મંદ તાવ, આંચકી, ઉધરસ, પ્રમેહ અને ઓરીના વ્યા-ધિમાં પણ આ સ્નાન ફાયદાકારક છે.

**બાષ્પ સ્નાન**—આ સ્નાન માટે દરદીને માત્ર એક લંગોટી કે ચડ્ડી પહેરાવીને ખુરસી ઉપર બેસાડવો અને આજુબાજુ એક કામળો વીંટાળી લેવો, તે એવી રીતે કે તેનું ગળું તથા માથું બહાર રહે અને તેનો નીચેનો છેડો છેક જમીન સુધી પહોંચે તથા વરા-ળ કોઇ જગ્યાએથી બહાર જવા પામે નહિ. પછી દરદીને માથે ભીનો રૂમાલ મુકવો અને તે ખુરસીની નીચે આશરે આઠ કે દશશેર ગરમ પાણી ભર્યું હોય તેવું તપેલું કે ડોલ મુકવી, પછી તેની અંદર એક આખી ઈંટ ખુબજ ગરમ કરીને તે ઊના પાણીની અંદર

ધીમેથી મુકી દેવી, કે જેથી તેના છાંટા દરદીને ઉડે નહિ, પાણીમાં ઈટ મુકયા પછી તરતજ કાંબળા ચારે બાજુથી બરાબર દબાવી રાખવો એટલે બધી વરાળ દરદીને સ્પર્શ કરસે અને પરસેવો આવવા લાગશે. આ વખતે વધારે પરસેવો લાવવા માટે દરદીને થોડું એક પાણી પીવાને પણ અપાય છે. આ પ્રમાણે આઠથી પંદર મિનિટ સુધી દરદીને વરાળ અપાય છે. વરાળની ગરમી શરૂઆતમાં ઓછી હોય તેમ વધારે સારૂં, ગરમી બહુ લાગે તો ધાબળો જરા ઉંચો કરવો એટલે અંદરની બાજુ બહારની હવા દાખલ થશે અને ગરમી ઓછી થસે. આ પ્રયોગમાંથી દરદીને મુક્ત કરીને તરતજ તેના શરીરના ફરતું ભીનું લુગડું અથવા મોટો ભીનો રૂમાલ વીંટી લેવો, અગર ટબમાં થોડું એક સમશીતોષ્ણ પાણી ભરીને તેમાં બેસાડીને નવડાવવો.

શિયાળામાં શરદી લાગી હોય, બહુ ટાઢ વાયા કરતી હોય શરીરને બહુ થાક લાગ્યો હોય, સંધિવાની અસર હોય, સુંન્નિવાની અસર હોય, પક્ષઘાત જણાતો હોય કિંવા જલોદર હોય ત્યારે આ પ્રયોગ બહુ હિતકર છે.

ઉષ્ણવાયુ સ્નાન—આ પ્રયોગ પણ બાષ્પસ્નાનના જેવોજ છે. પરંતુ તેમાં ફરક માત્ર એટલોજ છે કે વરાળના બદલે હવા વપરાય છે. હવા ગરમ કરવા માટે ખુરશીની નીચે પાણીના વાસણની જગ્યાએ બળતો દીવો, થોડી ગરમી આપે તેવી રીતે સલાવેલો આલ્કોહોલ ચૂલો, સ્પિરિટ લૅમ્પ કે ગ્યાસ લેમ્પ વપરાય છે. દરદીને બાષ્પ સ્નાનની રીતે બેસાડવામાં આવે છે અને માથે ઠંડા પાણીનું કપડું મુકવામાં આવે છે. આ પ્રયોગ વખતે કેટલીએકવાર દર-

ડીના પણ ગરમ પાણીમાં મૂકાવી રાખવામાં આવે છે. આ પ્રયોગ-ના લીધે સારી રીતે પરસેવો છુટે છે. જેઓના શરીરમાં મેદ વધારે હોય છે તેઓને આ પ્રયોગ એટલો બધો અનુકુળ આવે છે કે જો દર ત્રીજે દિવસે આ પ્રયોગ ફરી ફરીને કરવામાં આવે તો શરીરમાંથી મેદ તદન ઓછો થઇ જાય છે, વળી સંધિવા, દમ, ખાંસી વિગેરે દરદોમાં પણ આ પ્રયેગ ફાયદાકારક છે.

બાષ્પ સ્નાન દ્વિતિય વિધિ—એક વિશાળ ઓરડો કે જેમાં બેસવાને માટે પત્થરની બેઠક ચણેલી હોય છે, અથવા તો બેસવાને માટે કાંઇ બીજી ગોઠવણ કરેલી હોય છે તેના ઉપર દરદીને માત્ર કેડ ઉપર એક ટુંકું કપડું પહેરેલું રખાવીને બેસાડવામાં આવે છે અને પછી એક મોટો પથરો કે જેને તપાવીને લાલચોળ કરી રાખ્યો હોય છે અને જે ફાટે નહિ એવી જાતનો હોય છે તેને લાવીને એ રડાની વચમાં મુકી તેના ઉપર પાણી રેડવામાં આવે છે અથવા તો પોતાની મેળે પાણી પડે એવી પ્રકારની ગોઠવણ કરી રાખેલી હોય છે તેના લીધે પાણી પડવા લાગે છે, જેથી પત્થરમાંથી પુષ્કળ ગરમ વરાળ છુટે છે, અને તેથી દરદીને બાષ્પ સ્નાનના જેવોજ લાભ મળી અતિશય ઠંડીને લીધે થયેલાં શ્વાસ, ખાંસી, સળેખમ, સંધિવા વિગેરે દરદો દુર થય છે.

જલાર્દ્રપટ સ્નાન—આ સ્નાન વિવિધ રીતે કરાવવામાં આવે છે. તો પણ નીચેની વિધિઓ મુખ્ય છે.

અતિ ઉષ્ણ જળમાં ઉનના ધાબળા કે બનાતના મોટા કકડાને બોળીને નીચોવી કાઢવો, અને તેમાંથી વરાળ નીકળતી હોય તે વખતે તેને દરદીના શરીર ફરતો વીંટી લેવો અને પછી તેના

ઉપર એક, કે વધારે કોરા ધાબળા કે ગરમ કપડાં લપેટી લેવાં અને પછી અડધા કલાક સુધી સુવાડી રાખી તે બધાં કપડાં દૂર કરવાં. આ સમયે દરદીને પવન લાગવા દેવો નહિ અને બીજાં કોરાં કપડાંથી તેનું શરીર લુછીને સાફ કરવું. તાવ આવ્યાને ઘણો સમય થયા છતાં પણ તે ન ઉતરતો હોય ત્યારે આ પ્રયોગનો ઉપયોગ કરવામાં આવે છે તેમજ ત્રિદોષ જેવા વ્યાધિઓને લીધે થતાં ફેફસાના વરમમાં પણ હિતકર છે.

આ પ્રયોગ કરવામાં ગરમ ધાબળો લપેટતી વખતે બન્ને હાથને બહાર રાખવા જોઇએ, પણ પાછળથી બીજાં કપડાં વીંટાળતી વખતે તો દેઓને શરીરની નજીક લેઇ જઇ તે કપડાંની અંદરજ રાખવાં જોઇએ.

જેવી રીતે ઉષ્ણ ધાબળાનો પ્રયોગ કરવામાં આવે છે તેવીજ રીતે શણના કપડાને ઠંડા પાણીમાં બોળીને ખુબ નીચોવી કાઢવામાં આવે છે કે જેથી તે માત્ર સહેજ ભીનું લાગે. આ કપડાને એક રજાઇ ઉપર અગર તો જાડા કામળા ઉપર પાથરવામાં આવે છે અને તેના ઉપર દરદીને સુવાડવામાં આવે છે; બાદ તેના હાથ બહાર રહે તેમ ઉંચા કરીને શણના કપડાનો આજુબાજુનો ભાગ દરદીના શરીર ઉપર લપેટવામાં આવે છે. અને પછી એક જાડી રજાઇ કે ગોદડું તેને ઓઢાડવામાં આવે છે જેથી અંદર ગરમી ઉત્પન્ન થઇ પરસેવો આવવા માંડે છે. અડધા કલાક પછી આ બધું દૂર કરવામાં આવે છે. આ પ્રયોગ કરતી વખતે લોહીનો જોશ મગજ ઉપર ન ચડી જાય એટલા માટે માથા ઉપર ઠંડા પાણીમાં બોળેલો રૂમાલ મુકવામાં આવે છે. જ્યારે દરદીને એટલો બધો

સખત તાવ ચડ્યો હોય કે તેના શરીરે અત્યંત દાહ બળતો હોય અને કંઇ પણ ઓઢેલું ખમી ન શકાતું હોય ત્યારે આ પ્રયોગ અત્યંત હિતકારક છે.

તાવ જેવાં સાર્વદેહિક દરદોને માટે જેવી રીતે આખા શરીરે ભીનું કપડું લપેટવામાં આવે છે તેવીજ રીતે શરીરના અમુક અવયવના દરદ માટે માત્ર તે અવયવ ઉપર પણ આ વિધિનો ઉપયોગ કરવામાં આવે છે, ખાસ અવયવની ચિકિત્સા માટે ભીંના કપડાનાં બે, ત્રણ પડ કરીને મુકાય છે અથવા તો ઉપરા ઉપરી વીંટાય છે અને તેના ઉપર તેલમાં બોળેલું રેશમી કપડું એવી રીતે સજ્જડ લપેટવામાં આવે છે કે તેની અંદરનો પવન કિંવા વરાળ બહાર નીકળી શકે નહિ. આ પ્રયોગ ઘણું કરીને રાત્રે કરવામાં આવે છે, કેમકે તે વખતે અવયવોની હીલચાલ થોડી થાય છે જેથી ઠંડાં પાટો ખસી જવાનો સંભવ ઓછો રહે છે. આ પ્રમાણે બાંધેલો પાટો આખી રાત્રિ રહેવા દેઇ સવારે દુર કરવામાં આવે છે. કોઇ કોઇ પ્રસંગે રેશમી કપડા ઉપર ફલાટીન કે એવુંજ બીજું ઉનનું કપડું પણ વીંટવામાં આવે છે.

જો પેટ ઉપર આવો પાટો બાંધીને રાત્રે દરદીને સુવાડી રાખવામાં આવે છે તો તેથી ટાઇફોઇડના તાવમાં સારો ફાયદો થાય છે. વળી બધકોશના દરદી માટે આ પ્રયોગનો ઉપયોગ કર્યાથી દસ્ત સાફ આવે છે, ધાતુશ્રાવના દરદીઓને સ્વપ્નાવસ્થામાં થતો ધાતુપાત અટકે છે. તેમજ ગર્ભાશય અને અંડાશયના દરદીઓને પણ તેનાથી અમૂલ્ય ફાયદો થાય છે.

ગળાની આજુબાજુ આવો પાટો બાંધવાથી એનજાઈનાના વરમ, ગળાના સોજા વિગેરે દુર થાય છે. છાતી ઉપર બાંધવાથી ફેફસાના વરમવાળાં દરદો દુર થાય છે, વળી કોઇ પણ કારણથી પડેલાં ચાંદાં, ધારવાળાં હથીઆરો વડે કપાવાથી થયેલા જખમો, ગરમીના સોજા, કમ્મરનો દુઃખાવો, સાંધાના વરમ, લચક, કરમોડ વિગેરે દરદો સો બીજો કોઇ પણ ઇલાજ કરતાં આવા પાટાઓથી જલદી મટી જાય છે,

કેટલાંએક દરદોની શાન્તિના માટે જ્યારે અત્યંત શિતળ જળની જરૂર પડે છે ત્યારે પાણીના બદલે બરફ વાપરવો એ એક અતિ ઉત્તમ સાધન છે અને તેમાં પણ દરદીના શરીરના કોઇ પણ ભાગમાંથી રક્તસ્રાવ થતો હોય ત્યારે તેને બંધ કરવાને માટે તો તે અજબ ઉપાય છે, મ્હોં, ગળું, નસકોરાં, યોનિ કે ગુદા માર્ગે લોહી પડતુ હોય ત્યારે એક રબરની કોથળીમાં બરફ ભરીને જો તે સ્થળે મુકવામાં આવે છે તો તરતજ રક્તપ્રવાહ બંધ થાય છે. વળી જ્યારે ફેફસાં મારફતે એટલું બધું લોહી પડતું હોય કે એકદમ લોહીની ઉલટીઓ થતી હોય ત્યારે છાતી ઊપર બરફ રાખવા ઉપરાંત દરદીને તેનાથી ગળી શકાય તેવડા બરફના કડકા વખતો વખત ગળાવવાથી તે પેટમાં જતાની સાથેજ લોહી પડતું બંધ થાય છે, કેમકે રક્તવાહિની નળીઓમાં જે છેદ પડયા હોય છે તે બરફની ઠંડકને લીધે તરતજ સંકોચાઇ જાય છે.

ગર્ભાશયમાંથી જ્યારે ઘણું લોહી વહેતું હોય ત્યારે તે રૂધિર પ્રવાહ બંધ કરવાને માટે ગર્ભાશયના ભાગનો મજબુત સંકોચ થાય એવો ઉપાય કરવો એ અતિ અગત્યની વાત છે, આ કાર્ય માટે

તેવા સમયે દરદીને જેમ બને તેમ વધારે પ્રમાણમાં બરફખવડાવવો તેમજ જરૂર જણાય તો યોનિ તેમજ ગુદામાં પણ બરફ પહેરાવવો એ અત્યંત હિતકર છે.

જાર ઉપર પડેલા ભગ્ના એટલે ચાંદાંનાં લીધે દરદીને ખણી ભિસટીઓ થતી હોય તેને તે બંધ કરવાને માટે એક આઈસબેગ એટલે રબ્બરની કોથળીમાં બરફના કડકા ભરીને તે કોથળી પેડુ ઉપર મુકવાથી તરતજ દરદી દુઃખ મુક્ત થાય છે.

મગજનાં અથવા તો મગજની અંદરની પાતળી ચામડી ઉપર પડેલા છિદ્રો અને સોજાઓને નાબુદ કરવાને તેમજ લાંબા સમયના તાવની મગજમાં સંચિત થયેલી ગરમીના લીધે મગજ શક્તિ ક્ષીણ થવાથી થનારા મસ્તકના અતિશય દુઃખવાને માટે પણ આઇસબેગમાં બરફ ભરીને માથે મુકવાથી સારો ફાયદો થાય છે. વળી ઘણી સખત ગરમીવાળા તાવોને લીધે ગળામાં અતિશય ગરમી થવાથી ચોરીયા આવી જાય છે, અને કંઠમાળ થઇ આવે છે ત્યારે પણ ગળાના સોજાને નરમ પાડવાને અને દુઃખાવો કમી કરવાને માટે બરફ એ એક મુખ્ય ઉપાય છે, આવીજ રીતે વૃષણ—બરફ લગાડવાથી તેમાં ઉતરેલું આંતરડું તરતજ પાછું ઉપર ચડી જાયછે અને તેના લીધે વૃષણ ઉપર આવેલો સોજો દુર થાય છે.

બરફમાં જો કે આવા અમુલ્ય ગુણો સમાએલા છે તોપણ નબળા, વૃદ્ધ, તદ્દન શક્તિહીન, તેમજ તદ્દન બેશુદ્ધ અને મંદ પડી ગએલી નાડીવાળા દરદી માટે તેનો ઉપયોગ કરવો નહિ, કેમકે આવા અશક્ત દરદીને બરફ આપવાથી શીતળતાની અસરના લીધે કદાચ તે ગાંડો થઇ જાય છે અથવા તો રક્તાશય બંધ પડી મૃત્યુ નીપજે છે.

કટિ સ્નાન—આખા શરીરના બદલે માત્ર પેઢુ અને કમ્મરના ભાગને સારી પેઠે ધોવો તેનું નામ કટિ સ્નાન છે. આ સ્નાન માટે એક મોટા તપેલામાં કિંવા ટબમાં શીતળ, સહજ ઉષ્ણુ કે ઉષ્ણુજળ તેમાં બેસાડી કમર સુધી આવે તેટલું ભરવામાં આવે છે અને પછી તેમાં બેસીને પેઢુ, કમ્મર તેમજ જનનેન્દ્રિયની આજુબાજુનો ભાગ સારી પેઠે મસળીને ધોવામાં આવે છે. કમ્મરમાં દુઃખાવો હોય, મુત્રાશય, મળાસય કે ગુહ્યાવયવનો કાંઇ રોગ હોય તો આ પ્રયોગ ઘણોજ ઉપયોગી થઇ પડે છે. વળી પથરીના દરદમાં પણુ તેના લીધે વેદના કમી થાય છે, એટલુંજ નહિ પરંતુ ઘણી વખત નાની પથરીને પોતાની મેળે નીકળી જવામાં પણુ મદદ કરે છે. પેશાબ બંધ થઇ ગયો હોય તો સહેજ ગરમ પાણીમાં દશેક મિનિટ બેસવાથી છૂટે છે. વળી પરમીઆની બળત્રા અને દુઃખાવો ઉષ્ણ જળમાં બેસવાથી કમી થાય છે. તેમજ સ્ત્રીઓને ઓછા પ્રમાણુમાં કિંવા વેદના સાથે આવતા અટકાવવામાં પણુ તે ઉપયોગી છે.

પાદસ્નાન—કટી સ્નાનની માફક પાદ સ્નાન પણુ કરવામાં આવે છે. તેના માટે એક પહોળું તપેલું અથવા તો કથરોટ ખાલી લો છે. એ વાસણુની અંદર ઉષ્ણુ જળ અથવા તો અતિ ઉષ્ણુજળ ભરવામાં આવે છે અને તેમાં દરદીના પગ બોળવવામાં આવે છે. આ વખતે દરદીના શરીર ઉપર ગરમ કપડું વીંટી રખાય છે અને માથું ગરમ હોય તો તેના ઉપર ઠંડા પાણીનાં પોતાં મુકી રાખવામાં આવે છે. કોઇ કોઇ વખતે આ પાણીમાં એકાદ મુઠી બે મુઠી ભરીને રાઇનો લોટ પણુ નાંખવામાં આવે છે જેથી પ-

ગની ત્વચા સહેજ લાલ થાય છે અને લોહી પણ તરફ બરાબર ખેંચાય છે. આ પ્રયોગથી દરદીને સાધારણ રીતે પસીનો આવે છે અને કોઇવાર વધારે પરસેવો લાવવા માટે એ વખતે જરા ઉંનુ પાણી પણ પાવામાં આવે છે. આ પ્રયોગના અભ્યાસથી શિયાળામાં શરદીને લીધે થતો માથાનો દુઃખાવો, સળેખમ, શરદી અને તેના લીધે આવતો તાવ, પગોમાં રહેતી ઠંડાશ વિગેરે દરદો દુર થાય છે.

**ઔષધિ મીશ્રીત સ્નાન**—ભિન્ન ભિન્ન દરદોની શીઘ્ર શાન્તિના માટે કેટલીએક વખત શુદ્ધ જળના બદલે વિધવિધ ઔષધો મિશ્રિત જળનો પણ સ્નાન કરવામાં વ્યવહાર કરવામાં આવે છે. આવા પ્રયોગો એટલા બધા છે કે તે દરેકનું વર્ણન કરવાને માટે અહીં પુરતું સ્થાન નથી, તો પણ કેટલાએક અતિ અગત્યના પ્રયોગો આ મુજબ છે.

દસશેર પાણીમાં ચારશેર ઘઉંનું ભુસું નાંખી સારી પેઠે ઉકાળીને ગળી લેવું. તેની અંદર જરૂર પડે તો વધારે પાણી ઉમેરીને સ્નાન કરવાથી ચામડીની ખરજ અને બળતરા ઓછી થાય છે, તથા ભીંગડાં જામ્યાં હોય તો તે દુર થાય છે.

દસશેર પાણીની અંદર દસથી પંદર તોલા જેટલો પીવાનો તીવ્ર દારૂ મેળવીને સ્નાન કરવાથી શરદીના સામે બચાવ થાય છે.

દસશેર પાણીમાં વીશ ગ્રેન સલ્ફેટ ઓફ પોટાસ નામની દવા મેળવીને સ્નાન કરવાથી ખસ વિગેરે ચામડીનાં દરદો તેમજ સાંધિવાનો રોગ નાબુદ થાય છે.

ઔષધી બાષ્પ સ્નાન—લીંબડો, નગોડ કે કુવાંના પાંદડાં સાથે પાણી ને ખૂબ ઉકાળીને દરદીને એક ખુરસી કિંવા ખાટલા ઉપર બેસાડી તેની આગળ સદરહુ ઉકળતા પાણીનું વાસણ રાખવું અને પછી તે વાસણ અંદરની બાજુ રહે એવી રીતે દરદીને એક કપડું ઓઢાડી દેવું જેથી પુષ્કળ પરસેવો વળી તાવ તથા માથાનો દુઃખાવો દૂર થશે.

કુવો, નગોડ અને લીંબડાંનાં પાંદડાં તથા બકરીની લીંડીઓને પાણી સાથે સારી પેઠે બાફીને ગરમ સ્થિતિમાંજ એક ખાટલા ઉપર પાથરીને તેના ઉપર એક કપડું બિછાવી દરદીને સુવાડી ગરમ ઊનનો કામળો કીંવા ગોદડું ઓઢાડવામાં આવે છે તો ભયંકર તાવ પણ તરતજ ઉતરી જાય છે, સન્નિપાતના દરદમાં પણ સારો ફાયદો થાય છે, તેમજ હરકોઇ કારણથી અકડાઇ ગયેલા સાંધાઓ અને શરીર છુટું થાય છે.

પાણીનો ઔષધોપચાર તરીકે માત્ર પાન અને સ્નાનના સ્વરૂપમાંજ ઉપયોગ કરવામાં આવે છે એમ નથી, પરંતુ સેક, બસ્તિ, પીચકારી વિગેરે બીજી અનેક વિવિધ યુક્તિઓ વડે વ્યવહારમાં લેવામાં આવે છે. બંધકોષનું દરદ નાબુદ કરવાને માટે એનીમા એટલે ડુશ કે બસ્તિયંત્રદ્વારા આંતરડામાં પાણી દાખલ કરવું એ વાત ઇન્ડરનલ બાથના નામથી આજકાલ દરેક સ્થળે પ્રસિદ્ધજ છે. વીસથી ત્રીસ તોલા પાણીમાં એક ચમચો મીઠું ઓગાળીને તેની ગુદામાં પીચકારી મારવાથી અત્યંત વધી પડેલા કરમીયાં ( સરવળીયા ) તરત બહાર નીકળી જાય છે એ વાત પણ હવે કોઇનાથી અજાણી નથી. ધગધગતા ગરમ પાણીમાં એક રૂમા-

નલનો કડકો નાંખી થોડીવાર પછી બહાર કાઢી એક કોરા કપડામાં મુકીને કપડાને વળ દેવાથી જ્યારે તે ફ્લાનલનો કડકો નીચોવાઇ જાય ત્યાર પછી તે ફ્લાનલના ગરમ કપડા વડે શેક કરવાથી અ-કડ થઇ ગયેલા તંતુઓ ઢીલા પડે છે, જેથી સખ્ત વરમમાં થતી અતિશય વેદના દુર કરવાને માટે તેમજ ગડ, ગુમડ અને આંકો જલદી પાકી જવાને માટે આ વરાળીઆ શેકનો ઊપયોગ પણ જગ જાહેર છે. આ સિવાય પાણીનો બીજે અનેક રીતોથી સઘળાં દરદો ઊપર અમુલ્ય ઊપયોગ થાય છે, પરંતુ તે દરેક બદલ પુરતું વિવે-ચન કરવા જેટલું અત્રે સ્થાન નહિ હોવાથી સ્વતંત્ર પુસ્તકરૂપે વિવેચન કરવાને અન્ય પ્રસંગ ઊપર મુલતવી રાખી હાલમાં લેખીની ને વિરામ આપીશું.

---

## માટી.

સં. મૃતિકા. હિં. મીટ્ટી. મ. માતી. ઇ. Earth. અર્થ, Clay કહે.

માટી એ સર્વત્ર પ્રસિદ્ધ વસ્તુ હોવાથી ઓળખાણ આપવાની અગત્ય નથી.

ઉપયોગ—માત્ર આપણો દેહજ નહિ, પરંતુ આ સમસ્ત સ્થુલ જગતની ઊત્પત્તિ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ એ પાંચ તત્વો વડે થયેલી હોવાથી જ્યાં સુધી એ તત્વો જોઇના પ્રમાણમાં, જોઇતી સ્થીતિમાં દેહમાં વ્યાપી રહેલાં હોયછે ત્યાં સુધી-જ આરોગ્યતા રહે છે, પરંતુ તેઓમાંનું એક પણ તત્વ વિકૃત

થતાં તે તત્વના ગુણુ ધર્માનુસાર વ્યાધિઓ ઊત્પન્ન થાય છે. અને તેથી તેની શાન્તિ માટે જે તત્વ વિકૃત થયું હોય તેને યોગ્ય સ્થિતિમાં લાવવાને કુદરતના અખુટ ખજાનામાંથી મૂળ તત્વોની સહાયતા લેવી એ ચિકિત્સાનો ઊત્તમમાં ઊત્તમ માર્ગ, ઉત્તમમાં ઊત્તમ પદ્ધતિછે.

ખરેખર! પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, અને વિદ્યુત–વીજળી સ્વરૂપી આકાશ એ પાંચ તત્વો રોગ નિવારણના કામમાં એટલાં બધાં ઊપયોગી છે કે–જો વિવેક પૂર્વક તેઓનો ઊપયોગ કરવામાં આવે તો કોઇ પણ જાતનું દરદ નાબુદ કરવાને માટે કડવી, બેસ્વાદ, વિષમય અને દુર્ગંધિયુક્ત વિવિધ ઔષધિઓના અણગમતા ઘુંટડા પીવાની કંઇ પણ જરૂર પડે નહિ.

રોગનિવારણ માટે જો કે આ પાંચ તત્વોના યથાસ્થિત ઊપયોગની જરૂર છે, તોપણ પ્રત્યેક વસ્તુનો જન્મ સંભવ પૃથ્વી તત્વમાંથીજ થયેલો હોવાથી પ્રત્યેક વ્યક્તિના શરીરમાં પૃથ્વી તત્વ અર્થાત માટીનો ભાગજ વિશેષ પ્રમાણમાં રહેલો છે. જેથી ઘણા ખરા રોગોની ઊત્પત્તિ પૃથ્વી તત્વમાં વિક્રિયા થવાથીજ થાય છે અને તેથી તેઓનું નિવારણ પણ પૃથ્વી તત્વના ઊપયોગથીજ થઇ શકે છે.

આ પ્રમાણે રોગ નિવારણના કાર્યમાં પૃથ્વી તત્વ જ્યારે વિશેષ ઉપયોગી છે, ત્યારે કુદરતે પણ તેને માટીના સ્વરૂપમાં અનંત પ્રમાણમાં નિર્માણ કરી રાખ્યું છે, કુદરત એ આપણા આજકાલના વૈદ્ય કે ડોકટરો જેવી લોભી કે સ્વાર્થી નથી, પરંતુ સમસ્ત વિશ્વનું ચિરકલ્યાણ થાય એવી મંગળ કામનાવાળી છે અને તેથી જગતના કલ્યાણન દરેક વસ્તુઓ ગુપ્ત ન રાખતાં જેમ સન્મુખ

રાખવામાં આવી છે, તેવીજ રીતે આ મૃતિકા પણ ઘેર બેઠાં આ બજારમાં મળી શકે તેવી યોજના કરી રાખી છે, પરંતુ આપણું બુદ્ધિને આંજી નાંખે એવી મોહક જાહેર ખબરોથી આપણે એવા મોહવશ થઇ ગયા છીએ કે, કુદરત તરફથી બક્ષિસ તરીકે મફત મળેલી આ ચીજનો કંઇ પણ લાભ પ્રાપ્ત ન કરતાં એ તો કેવળ નિરૂપયોગીજ છે એમ સમજી બજારમાં દોડાદોડી કરીએ છીએ અને અનેક પેટંટ દવાઓના નામે ફેશનેબલ લેબલોથી શણગારેલી ફેશનેબલ બાટલીઓમાં ભરેલાં, ફેશનેબલ ઝેરોને ખરીદી લાવી રોગ મટાડવાની આશાથી પ્રેમપૂર્વક પાન કરી તન, મન, ધન અને જીવનની બરબાદી કરીએ છીએ.

આજકાલ આપણે જ્યારે આવી સ્થિતિમાંથી પસાર થઇએ છીએ અર્થાત દીનપ્રતિદિન અવનવાં ઔષધોના વિશેષ મોહમાં પડતા જઈએ છીએ. ત્યારે યુરોપ, અમેરિકા વિગેરે દેશોમાં જેમ જેમ ઔષધોને તિલાંજલિ અપાતી જાય તેના બદલે પંચમહાભૂતોનું વિશેષ શરણ લેવાતું જાય છે, અને જે કાંઈ અનુભવ આવે છે તેનાં શાસ્ત્રોનાં શાસ્ત્રો રચાતાં જાય છે; જેનાં પરીણામમાં આજકાલ ત્યાં આગળ હાઇડ્રોપેથી અર્થાત્ જલોપચાર શાસ્ત્ર, વૉટર ક્યુર અથવા જળચિકિત્સા પદ્ધતિ, ઓરથેપેથી અર્થાત્ મૃતિકાવડે દરદો સારાં કરવાની પદ્ધતિ, સનબાથ અથવા સૂર્યની ગરમી કે અગ્નિતત્ત્વવડે દરદો સારાં કરવાની રીત વિગેરે અનેક પદ્ધતિઓ પ્રચારમાં આવી છે. આ દરેક બદલ પુરતુ વિવેચન કરવાનુ આ લઘુ પુસ્તકમાં સ્થાન નથી, ઇશ્વરેચ્છા હશે તો કોઇ બીજા પ્રસંગે પૃથક પુસ્તકો રૂપે વર્ણવીશું, છતાં સાર્વજનિક—કામ ચલાઉ માહીતી

જોઇતી હોય તો અમારા તરફથી પ્રકટ થયેલું "આકાશવાણી" નામનું પુસ્તક વાંચવા ભલામણ કરી હવે આપણે મૂળ મુદ્દા તરફ વળીએ.

સઘળાં ઔષધોની ઉત્પત્તિ માટીમાંથી થાય છે. અને તેથી ભિન્ન, ભિન્ન ઔષધોમાં જે ભિન્ન ભિન્ન ગુણ-ધર્મો સમાએલા છે તે બધા માટીમાં પણ રહેલા છે. એ ગુણો દરેક સ્થળની માટી માં એક સરખા સમાએલા નથી, પરંતુ જુદા જુદા સ્થળની માટી માં વધતા ઓછા પ્રમાણમાં સમાએલા છે. આ કારણને લેઇનેજ-માટીના જુદા જુદા રંગો દેખાય છે. કાળી, પીળી, ધોળી, રાતી એમ જુદા જુદા રંગની માટી હોય છે અને તેમાં ભિન્ન, ભિન્ન તત્વો ભિન્ન, ભિન્ન પ્રમાણમાં સમાએલાં હોવાથી તેના ગુણ પણ ભિન્ન, ભિન્ન હોય છે. આ બધા ગુણો વિષે પણ અત્રે વિસ્તારથી વિવેચન થઇ શકે તેમ નથી, માટે મૂખ્ય મૂખ્ય ગુણોનુંજ માત્ર દિગ્દર્શન કરીએ.

કોલેરા—એતો હવે નિર્વિવાદ રીતે સિદ્ધ થયું છે કે કોલેરા એટલે મહામારીનું દરદ અસ્વચ્છ પાણી પીવાથી કિંવા સડેલું અન્ન ખાવાથીજ થાય છે. કારણ એ દરદને ઉત્પન્ન કરનારા એક જાતના ઝેરી જંતુઓ કે જે "Commabacillus" કોમાબે-સીલસના નામે ઓળખાય છે તે એવા અસ્વચ્છ ખોરાક પાણીમાં ઉત્પન્ન થઇ તેની મારફતેજ શરીરમાં પ્રવેશ કરે છે. કાળી માટીમાં આ જંતુઓને મારી નાંખવાનો અદ્દભુત ગુણ રહેલો છે અને તેથી દર બે, બે કલાકે એક તોલો કાળી માટી અને ઉકાળી ગળી લીધેલું સ્વચ્છ પાણી એક તોલો સાથે મેળવીને આપવાથી ઝાડો,

ઉલટી વિગેરે ઉપદ્રવો તત્કાળ બંધ પડવા લાગી આ રોગના લીધે મૃત્યુના મુખમાં સપડાએલો મનુષ્ય પણ બચી જાય છે. માટીમાં આ પ્રમાણે જંતુઘ્ન અને વિષહર ગુણ રહેલો હોવાથી તે જેમ કોલેરાના દરદમાં વપરાય છે, તેવીજ રીતે સર્પદંશના ઝેરને નાબુદ કરવામાં પણ તે અત્યંત વખણાય છે. આ કાર્ય માટે તેનો ઉપયોગ કરવાની વિધિ બતાવતાં "એડલ્ફ જસ્ટ" નામનો એક પ્રસિદ્ધ જર્મન વિદ્વાન જણાવે છે કેઃ—"કેસરટા" શહેરની નજીક આવેલા "રીકેલ" નામના ગામડામાં થોડા દિવસ અગાઉ વીશ વર્ષની એક જુવાન છોડીને કેઝરટાની હોસ્પીટાલમાં લાવવામાં આવી હતી. પરંતુ જ્યારે તે ત્યાં આગળ આવી પહોંચી ત્યારે તેનો પગ અત્યંત સુજી જવા ઉપરાંત તે એટલી બધી બેશુદ્ધ બની ગઇ હતી કે "હવે તેના માટે કોઇ પણ જાતનો ઉપાય થઇ શકે તેમ નથી" એવું મેડીકલ ઓફીસરે જાહેર કર્યું. ડોકટર સાહેબના અભિપ્રાયથી નિરાશ થઇને તે છોડીને પાછી પોતાના ઘર આગળ આણવામાં આવી. આ વખતે જો કે તે છેક મરણાવસ્થાએ પહોંચેલી જણાતી હતી તો પણ વાત્સલ્ય પ્રેમથી આકર્ષાઇને તેના પિતાએ એક ઉપાય કે જેના વડે ઘણાં સૈકા ઉપર એક એવીજ અવસ્થાએ પહોંચેલી બાઇના પ્રાણ બચ્યાની દંતકથા તેના સાંભળવામાં આવેલી હતી તે અજમાવવો શરૂ કર્યો. આ કામ માટે તેણે પોતાની વાડીમાં એક ખાડો ખોદી તેમાં તે છોકરીને વસ્ત્રો રહીત કરીને સુવાડી અને પછી માત્ર માથાનો ભાગ ઉઘાડો રાખી બાઇના શરીર ઉપર માટી ઢાંકી દીધી. આ વાતની ત્યાંના હાકેમને ખબર પડતાં તેણે પોલીસ મોકલી તે બાઇને ખાડામાંથી બહાર કાઢવાને તેના બાપને ફરમાણ કર્યું. પરંતુ તેણે એ આજ્ઞા માન્ય કરી નહિ, એટલુંજ

નહિ પરંતુ આખું ગામ હથીઆર સજી તેના પક્ષમાં દોડી આવ્યું જેથી વધારે હીલચાલ કરવાથી ખુના મરકી થશે એમ ધારી હાકેમને પોતાની આજ્ઞા પાછી ખેંચી લેવી પડી. આણી તરફ બરાબર ચોવીશ કલાક પુરા થયા ત્યારે તે છોકરીને ખાડામાંથી બહાર કાઢવામાં આવી, જે સમયે તે સંપૂર્ણ રીતે સારી થઇ ગઈ હતી.

સાપનું ઝેર નાબુદ કરવાનો માટીમાં કેવો અજબ ગુણ સમાયેલો છે તે આ હકીકત ઊપરથી સ્પષ્ટ સમજાય છે. યોગ્ય ચિકિત્સા નહિ થઈ શકવાથી સર્પદંશથી દર વર્ષ લાખો મનુષ્યો આ દેશમાં મૃત્યુના મુખમાં જાય છે જેઓના માટે આ ઊપાયની યોજના કરવામાં આવે તો કેટલા બધા જીવોનો બચાવ થાય! અને તેથી જો કોઈ પણ પ્રાણીને સર્પદંશથી પીડાતું જોવા કે જાણવામાં આવે તો તરતજ તેને ઊપર મુજબ વિધિથી જમીનમાં પુરવાને હું ભલામણ કરૂં છું. આ બાઇ કે જેને ચોવીસ કલાક સુધી જમીનમાં પુરી મુકવામાં આવી તેને એટલા લાંબા સમય સુધી પુરી રાખવાનું કારણ માત્ર એટલુંજ હતું કે તેની રગેરગમાં ઝેર વ્યાપી ગયું હતું પરંતુ તાત્કાલિક દંશિત થયેલું મનુષ્ય તો કેવળ એકાદ, બે કલાકમાંજ ઝેર મુક્ત થઇ શકે છે. સર્પદંશ સિવાય બીજું કોઇ પણ જાતનું ઝેર ખાવાથી કે વીજળી પડવાથી કોઇ પણ મનુષ્ય મડદા જેવો થઇ ગયો હોય એવા પ્રસંગે પણ માત્ર માથાનો ભાગ બહાર રહે એવી રીતે આખા શરીરને જમીનમાં દાટવામાં આવે તો ચોવીસ કલાકમાં તે મનુષ્ય પાછો તનદુરસ્ત થઇ જાય છે. વળી કોલેરા અને ટાઇફોઇડ જેવાં ઝેરી દરદોના માટે પણ આ અકસીર ઊપાય છે. પરંતુ જો જમીનમાં દરદીને દાટવામાં આવે તો

જમીન સુકી કિંવા ગરમ ન હોતાં ભીનાશવાળી તેમજ ઠંડી હોવી જોઇએ. વીંછી, મધમાખ વિગેરે ઓછા ઝેરવાળાં પ્રાણીઓના ડંખમાં આખા શરીરને જમીનમાં પુરવાની જરૂર નથી, માત્ર હાથ, પગ કિંવા જે ભાગ ઉપર ડંખ થયો હોય તે અવયવનેજ જમીનમાં દાટવું જોઇએ.

સર્પદંશની માફક હડકાયા કુતરાના કરડ ઉપર પણ માટીની અજબ અસર છે. આ કામ માટે જો તાત્કાલિક કરડ હોય તો શરીરનો દરદવાળો ભાગ અને જુનો કરડ હોય તો માત્ર માથાનો ભાગ ત્યાગ કરીને બધું શરીર જમીનમાં દાટવું જોઇએ.

હડકાયા કુતરાનું ઝેર નાબુદ કરવાના કાર્ય માટે આ પ્રયોગની અકસીરતાના સંબંધમાં વિવેચન કરતાં ઉપલો વિદ્વાન જણાવે છે કેઃ—

The skill of Professor Paster is entirely uncertain and unreliable, but the skill of the great Master, Nature never fails us.

હડકાયા કુતરાને માટે પ્રોફેસર પેસ્ચ્યુરે શોધી કાઢેલો અને આબાદ મનાતો ઇલાજ તદન અનિશ્ચિત અને વિશ્વાસ નહિ રાખી શકાય તેવો છે પરંતુ કુદરતની બુદ્ધિવડે શોધી કાડવામાં આવેલો આ ઇલાજ આપણને કદી પણ નિરાશ કરતો નથી.

શરીર ઉપરનાં ચાંદાં, ચાંદીઓ, દરેક જાતનાં ગડો, ગુમડાંઓ, દાઝવાથી કે વાગવાથી પડેલાં વ્રણો, ફોલ્લા, ફોલ્લીઓ, પત, કોઢ વિગેરે અનેક ચામડીનાં દરદો માટે પણ ભોંની માટી એજ માત્ર એક ખાસ કુદરતી ઉપાય છે. કારણ શરીરની માટી સડવાથીજ તેમાં ચાદાં ચાંદીઓ વિગેરે પડે છે અને તેથી તેઓ પોતાની મુળ વસ્તુ એટલે સડેલી જગ્યાએ નવી માટી પુરવાથીજ સારાં થઈ શકે છે, કારણ ચામડીનાં દરદો પેદા થવાના મુળ કારણ તરીકે

ખોડીમાં અનેક પ્રકારનાં દુર્ગંધ યુક્ત જે ઝેરી તત્વોનો સંચિત થયેલો હોય છે, તે ભીંની માટીના લેપથી દુર થઇ જાય છે. કેમકે અંદરના ભાગમાં એકઠા થયેલા દોષને બહાર ખેંચી કાઢવાની માટીમાં અદ્ભુત શક્તિ સમાએલી છે.

માટીમાં જેમ દુર્ગંધનાશક, વિષહર અને જંતુઘ્ન શક્તિ રહેલી છે, તેવીજ રીતે વિધવિધ દરદોને ઉત્પન્ન કરનારાં વિજાતિય દ્રવ્યોના સંચિતથી શરીરમાં એકઠી થયેલી ગરમીને શોષી લેવાનો તેમજ આહી ગુણ પણ રહેલો છે, જેથી તેનો બળીઆ, ઓરી, અછબડા, રતવા, ગરમીના સોજા, મગજ અને નેત્રના વિકારો,પ્રદર, પ્રમેહ વિગેરે વિધવિધ દરદો ઉપર ઉપયોગ થાય છે.

આ કામ માટે ઘણા ભાગે સોનાગેરૂ કે ઇંટ જેવી લાલમાટી વપરાય છે. અને તેનો સ્વતંત્ર કિંવા બીજી તેવાજ ગુણધર્મ-વાળી, વસ્તુઓ સાથે મેળવીને ઉપયોગ કરવામાં આવે છે.

રતવાનો લેપ—સોનાગેરૂ, રસાંજન એટલે દારૂ હળદરના ઉકાળાને બકરાના દુધ સાથે ઉકાળીને ઘટ્ટ કરેલો માવો, મજીઠ, જેઠીમધ, વીરણવાળો, રતાંજળી અને પદ્મક એ ચીજોને સરખા ભાગે લેઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી પાણી સાથે મેળવીને રતવા, કખ-વા, ગરમીના સોજા, દાઝવાથી થયેલા ફોલ્લા, વિસ્ફોટક તેમજ બીજાં બળત્રાવાળાં દરદો, ચાંદાં, ચાંદીઓ વિગેરે ઉપર ચોપડ-વામાં આવે છે.

આંખનાં દરદો માટે લેપ—સોનાગેરૂ, હરડે, સિંધાલુણ અને રસાંજન એ ચીજો સરખા ભાગે લેઇ બારીક ચૂર્ણ કરી પાણી સાથે કાલવી આંખની બહારની બાજુએ ચારેબાજુ ફરતો લેપ કર-વાથી આંખનું દુઃખવા આવવું, નેત્રની ગરમી, ઝાંખ, રતાંધળો,

વિગેરે સમસ્ત નેત્રરોગોને નાબુદ કરે છે. આ પ્રયોગ દેશી વૈદ્યોમાં તો ઘણા સમયથી ચાલ્યોજ આવે છે, પરંતુ હાલમાં એક અમેરીકન ડૉક્ટરે જણાવે છે કે—

A man had been entirely blind in one eye for some time; Medical art had tried all its skill in vain. The clay compress worked so wonders with the eye that after several weeks the eye was perfectly well.

એક માણસ કેટલાએક વખતથી એક આંખે તદન આંધળો થયો હતો. વૈદક શાસ્ત્રના બીજા બધા ઉપાયો, બીજી બધી યુક્તિઓ તેના માટે અજમાવવામાં આવી હતી પરંતુ તે ફોગટ ગઇ હતી. છેવટે માટીના લેપે એવું આશ્ચર્યજનક કાર્ય કર્યું કે થોડાંક અઠવાડીયાંમાં તે આંખ તદન સારી થઇ ગઇ.

પ્રદર તથા પ્રમેહનો ઉપાય—૪૦૦ કે ૫૦૦ વર્ષની જુની ઇંટ લેઇ કોલસાની અગ્નિમાં લાલચોળ કરી ગોમૂત્રમાં છમકારવી. આવી રીતે ૧૦૦ વખત કરવું જેથી તે ઇંટનો ભૂકો થઇ જશે. એ ભૂકાને કપડાવતી ચાળી લેઇ તેમાંથી એક વાલ ચૂર્ણ અને બે વાલ લાકડીઆ પાષાણભેદનું ચૂર્ણ લેઇ ચાર વાલ સાકર સાથે મેળવીને ફાકી જઇ ઉપર પાણી કે ગાયનું તાજું ॥ શેર દૂધ પીવું આ પ્રમાણે સવાર, સાંઝ દવા લેવાથી અને હીંગ, મરચાં, ખટાસ ગરમ મસાલો વિગેરે ન ખાવાથી તથા બ્રહ્મચર્ય પાળવાથી પ્રદર અને પ્રમેહનું અસાધ્ય દરદ પણ મટી જાય છે.

(૨) સોનાગેરૂ, કાકડીનાં બીજનો મગજ, સુરોખાર, ચણકબાબ, એલચી, પાષાણભેદ, ગોખરૂ, જવખાર, રેવંચી, સુખડ ગળોનું

સત્વ, હળદર, અઘેડાનાં બીજનાં તાંદળા, ફુલાયેલી ફટકડી એ દરેક એક એક ભાગ અને બાવળની છાલ આઠ ભાગ લેઇ સાથે મેળવી ચુર્ણ કરવું, અને દિવસમાં ત્રણ વખત દરેક ટાઇમે ના થી એક તોલા જેટલું લેઇ પાણી કે દુધમાં નાંખી પી જવું, જેથી પ્રદર, પ્રમેહ, ઉનવા, બળત્રા વિગેરે દરદો નાબુદ થાય છે.

માટીમાં વળી ગ્રાહી, ખટાશને દુર કરનાર તથા રક્ત સ્તંભક વિગેરે ગુણો પણ રહેલા છે અને તેથી તેનો ઝાડો, મરડો, ગર્ભપાત વિગેરે દરદોમાં બીજી, ચીજોના સંયોગમાં નીચે મુજબ ઉપયોગ કરવામાં આવે છે.

ઝાડા અને મરડાનો ઉપાય—સફેદ માટી એટલે શુદ્ધ કરેલી ચાક ખડી ૧૧ ભાગ ભાગ, ઘોએલી સાકર ૨૫ ભાગ, એલચી દાણા ૧ ભાગ, લવીંગ ૧॥ ભાગ, કેસર ત્રણ ભાગ, જાયફળ ત્રણ ભાગ અને તજ ચાર ભાગ લેઇ સાથે મેળવી ચુર્ણ કરી દિવસમાં ત્રણ વખત દર ટાઇમે દશથી સાઠ ઘઊં ભાર આપવું, જો આ દવામાં અફીણ મેળવવાની જરૂર જણાય, તો ચાલીશમા ભાગે એટલે ઓગણચાલીશ ઘઉંભાર દવામાં એક ઘઊંભારના હિસાબે મેળવવું.

ગર્ભપાત અટકાવવાને માટે—કુંભારના ચાકડાની માટી દશ તોલા, સેનાગેરૂ ૦। તોલો, ચંદન ૦। તોલો, માયાંનો ભુકો ૦। તોલો એ બધું પાણીમાં ઓગાળી એકી વખતે પાઇદેવામાં આવે છે.

આ ઉપરાંત બીજા પણ અનેક રોગો નાબુદ કરવાની માટીમાં અદભુત શક્તિ રહેલી છે, પરંતુ તે દરેક બદલ વર્ણન કરવાનું અત્રે સ્થાન નથી, તો પણ આટલા ઉપરથીજ તમારી ખાત્રી થઇ હશે કે માટી એ કેવો સસ્તો, સહેલો અને ઘરગતુ કુદરતી ઇલાજ છે.

## રૂ.

સં. કાર્પાસ હિં. રૂઇ ઈં. Cotton wool લા. Gossapium.

**વિવર્ણ**—રૂનાં કપડાં બનતાં હોવાથી તે સર્વત્ર પ્રસિદ્ધ છે.

**ધર્મ અને ઉપયોગ**—આજ કાલના વૈદ્યો ચિકિત્સાના કામમાં રૂનો વિશેષ ઉપયોગ કરતા હોય એમ જણાતું નથી. તેમજ વૈદ્યક ગ્રંથોમાં પણ તે સબંધિ સ્વતંત્ર રીતે ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. તો પણ જુદા જુદા ગ્રંથોમાં જે છુટા છવાયા પ્રયોગો મળી આવે છે તેઓનું સૂક્ષ્મ બુદ્ધિથી અવલોકન કરીએ છીએ તો માલુમ પડી આવેછે કે:—પ્રાચીન સમયના વૈદ્યો કે જેઓ પોતાનું કામકાજ ઘણીજ સૂક્ષ્મબુદ્ધિથી કરતા હતા તેઓ માત્ર કપાસનાજ નહિ પરંતુ બીજું પણ અનેક જાતની વનસ્પતિઓના રૂનો રોગ નિવારણના કાર્યમાં ઉપયોગ કરતા હતા, એટલુંજ નહિ પરંતુ તેઓની સહાયતાથી અનેક પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત કરતા હતા.

આ વૈદ્યોએ એવું પણ કોઇ જાતની વનસ્પતિમાંથી ઉત્પન્ન થતું રૂ શોધી કાઢ્યું હતું કે તેની દીવેટ બનાવી તેનાવડે કાજળ પાડી તે કાજળનું અંજન કરીને આંખના કેટલાએક ભયંકર રોગોને પણ નાબુદ કરતા હતા. વળી અમુક જાતના રૂનો દીવો સળગાવી કેટલાએક મંત્ર શાસ્ત્રીઓ અનેક દેવ દેવીઓને પ્રસન્ન કરીને મન વાંચ્છિત સિદ્ધિઓ પ્રાપ્ત કરતા હતા. કોઇ કોઇ જાદુગરો વળી અમુક જાતના રૂના દીવાથી કેટલાએક ચમત્કારીક પ્રયોગો કરી બતાવી લોકોને અજબ કરતા હતા. આ બધી વાતો હાલના વખતમાં અસ્ત થઇ ગઇ છે, તોપણ આપણા દેશમાં હજુ પણ કેટલા-

એક મહાત્માઓ તેવી વાતો જાણે છે, તેમજ કોઇ કોઈ ગ્રંથોમાંથી પણ મળી આવે તેમ છે, અને તેથી તેઓનો શોધ કરી દુનિયાને દેખાડી આપવું જોઇએ કે આવી જાતના પ્રયોગો જ્યારે દુનિયાના બીજા કોઇપણ ચિકિત્સા શાસ્ત્રમાં નથી ત્યારે દેશી વૈદ્યકમાં ઠામ, ઠામ ભરેલા છે, અને એજ આપણા દેશી વૈદ્યકની સૃષ્ટિનાં બીજાં કોઇપણ ચિકિત્સા શાસ્ત્રો કરતાં અધિક શ્રેષ્ટતા છે.

આજ સુધીમાં અમારા જાણવામાં આવી જાતના જે કંઇ પ્રયોગો આવ્યા છે તે પૈકી કેટલાએકનું અત્રે દિગ્દર્શન કરાવવામાં આવે છે. એ પ્રયોગો પૈકી જ્યારે કેટલાએકોનો અનેક વખત અનુભવ લેવામાં આવ્યો છે, ત્યારે કેટલાએક સબંધિ હજુ સુધી કંઇ પણ અજમાયશ કરવામાં આવી નથી, તો પણ તેઓને પ્રકાશ કરવામાં એ હેતુ ધારવામાં અવ્યો છે કે જો આવી બાબતો લોકોના જાણવામાં હોય તો કોઇ ઉત્સાહી બંધુ તેઓનો અનુભવ લેઇ શકે, તેઓના સબંધમાં કંઇ વિશેષ શોધ કરી શકે અથવા તો કોઇ જુના ગ્રંથમાં આવા પ્રયોગો વાંચવામાં આવે તો તે સહેલાઇથી સમજી શકે.

અત્યાર્તવ કે ગર્ભપાતના દરદને લીધે જનનેન્દ્રિયમાંથી લોહી વહેતું હોય તો તેને બંધ કરવાને માટે ડૉકટરો અરગટ નામની જે દવાનો ઉપયોગ કરે છે તેનાજ જેવા ગુણો આપણા દેશમાં જથાબંધ રીતે વાવેતર કરવામાં આવતા કપાસના છોડવાઓનાં મૂળીઆંની છાલમાં રહેલો છે, એવો અનુભવ વૈદ્યોના જાણવામાં છે. પરંતુ એ મૂળીઆંને ક્વાથ કે ચૂર્ણના રૂપમાં પીવા કે ખાવા આપ્યા સિવાય માત્ર તેના રૂના બાહ્યોપચારથીજ આવી રીતે વહેતા

લોહીના પ્રવાહને બંધ કરવાનો એક સરળ ઉપાય જણાવતાં "ધન્વંતરિ" નામના માસિક પત્રના અધિપતિ જણાવે છે કે:— હું શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યમાં મુલકી ખાતામા આતરસુંબા મહાલે અવલ કારકુનની જગાએ નોકર હતો, તે વખતે વડોદરામાં મહારાણી સાહેબ માતુશ્રી ચિમનાબાઇ સાહેબની તબીયત નાદુરસ્ત હતી અને તેમની સારવાર સર ભાલચંદ્ર કૃષ્ણા કે જેઓ તે વખતે ત્યાંના ચીફ મેડીકલ ઓફિસર હતા તેઓ સાહેબ કરતા હતા. આ સારવારમાં દેશી દવા સબંધીની મારી મદદની જરૂર લાગ્યાથી તેઓ સાહેબે સરકારી લખાણ કરીને સરખા પગારે મારી બદલી વડોદરા તાલુકાના વહીવટદાર સાહેબની કચેરીમાં કરાવી હતી, જેથી ડાકટર સર ભાલચંદ્ર રાવસાહેબની સાથે મારો ગાડો પરીચય થવાથી મને દેશી અને વિદેશી દવા સબંધિ વિશેષ જ્ઞાન પ્રાપ્ત થયું હતું. તે વખતે હું અમદાવાદી પોળમાં રહેતો હતો, હું જે શેરીમાં રહેતો હતો તે શેરીમાં એક કડવા પાટીદારની પત્નીને સાતમે માસે ગર્ભપાત થયો હતો; અને તે ગર્ભપાતને લીધે હદ બહારનો રક્તસ્રાવ થવા લાગ્યો, જેથી અમદાવાદી પોળની નજીકમાં તે વખતે એક સારાં અને અનુભવી મીડવાઇફ રહેતાં હતાં તેમને બોલાવવામાં આવ્યાં. પરંતુ તેમની સારવારથી જ્યારે સ્રાવ બંધ ન થયો ત્યારે તેમણે ડૉકટર ભાલચંદ્રને બોલાવવા ભલામણ કરી જેથી તેઓ સાહેબને બોલાવવામાં આવ્યા. ડૉકટર સાહેબે એ બાઇને તપાસીને દવા આપી, અને જો સ્રાવ બંધ ન થાય તો ભોગીલાલની સલાહ લેજો એમ કહીને તેઓ સાહેબ પાછા ફર્યા. ડોકટર સાહેબે આપેલી દવા ચાલુ રાખવા છતાં પણ તે બાઇને સ્રાવ બંધ ન થયો જેથી ઘરનાં માણસો ગભરાયાં અને મારું

મકાન પાડોશમાં હોવાથી મને બોલાવી ગયાં. દવાની અસર થતાં વાર લાગશે અને તેથી વખતે આ બાઇના જીવને જોખમ લાગશે જેથી તાત્કાલિક સ્રાવ શી રીતે બંધ કરવો એ સબંધિ અને અનેક વિચારો આવવા લાગ્યા, આખરે મારા મનમાં તાત્કાલિક ઉપાય એ સુઝ્યો કે ખાળમાંથી નીકળતું પણી બંધ કરવાને માટે જેમ કપડાનો ડુચો મારવામાં આવે છે, તેવીજ રીતે કંઇ યુક્તિ કામે લગાડી હોય તો સ્રાવ થતો તાત્કાલિક રીતે બંધ થાય. આવો વિચાર આવતાં તરતજ મેં પીંજેલું રૂ આણ્યું અને તે બાઇના જનનેંદ્રિયના ભાગમાં દાબીને ભરવાને કહ્યું. આ ઉપાયથી જનનેંદ્રિયના ભાગમાંથી આવતું લોહી તરત અટક્યું અને વળી અંદરના ઉપચાર તરીકે એ બાઇને આદાના રસમાં શુદ્ધ કરેલી અરીઠાની માત્રા આપવામાં આવી જેથી ઇશ્વર કૃપાથી કાયમનો ફાયદો થયો. આ પ્રસંગ બન્યા પછી હવે પણ જ્યારે, જ્યારે અત્યાર્તવ કે ગર્ભપાતના લીધે અત્યંત વહેતા લોહીના પ્રવાહને તાત્કાલિક રીતે બંધ કરવાની જરૂર પડે છે, ત્યારે, ત્યારે આ ઉપાયનો હું ઉપયોગ કરું છું અને તેનું ફત્તેહમંદ પરિણામ આવે છે

જેવી રીતે કપાસના છોડવામાંથી રૂ નીકળે છે તેવી રીતે બીજી પણ અનેક વનસ્પતિઓ ઉપર રૂની ઉત્પત્તિ થાય છે. આકડાનું ઝાડ તો સર્વે સ્થળે જાણીતું છે, એ ઝાડનાં ડોડવાંમાંથી ઘણું રૂ નીકળે છે જે બહુ ગરમ હોય છે, જેથી શરદી કિંવા વાયુના દરદ માટે તેનો ઘણો ઉત્તમ ઉપયોગ થાય છે. એ રૂને વાપરવાની રીત એવી છે કે જેની રીતે કપાસનું રૂ ભરીને ગાદી, તકીયા કે ગોદડાં બનાવીએ છીએ તેની રીતે આ રૂ ભરીને ગાદી, તકીયા

ગોદડાં બનાવીને તેના ઉપર દરદીને સુવાડવા બેસવાનો અભ્યાસ રખાવવાથી ધીમે ધીમે સંધિવા જેવા ભયંકર રોગો પણ સારા થાય છે. વળી જેના મગજમાં અતિશય ઠંડક ભરાઇ ગઇ હોય તેને માથે આકડાના રૂની ટોપી પહેરાવી રાખવાથી શરદી નાબુદ થાય છે. આ વાત કેવળ કલ્પનાની કે માત્ર અમારા એકલાના અનુભવની નથી, પરંતુ યુરોપ અને અમેરીકાના મોટા મોટા પ્રતિષ્ઠિત વિદ્વાનોની પણ ખાસ અજમાયશની છે અને તેથી "મારકેટ રિપોર્ટ" માં જણાવવામાં આવ્યું છે કેઃ—

Of the many articles of jungle produce. Akund cotton has got a very good demand for export. Large quantities are shipped every year to Europe and America for purposes of making Lint-cloth and is also used largely for preparing a kind of bandage cloth for Rheumetic or Gout patient.

જંગલમાં પેદા થતી અનેક ચીજો પૈકી આકડાના રૂની પરદેશ ખાતે વિશેષ માગણી છે અને તેથી યુરોપ અને અમેરીકા તરફ મોકલવાને માટે દર વર્ષે ઘણો મોટો જથ્થો આગબોટોમાં ભરવામાં આવે છે. કેમકે લીન્ટ નામનું કપડું બનાવવાને માટે તેમજ સંધિવા અને ગાંઠીયા વાના દરદીઓ માટે બેન્ડેજનું કાપડ તૈયાર કરવામાં તેનો ઘણો ઉપયોગ થાય છે.

રેતાળ જમીનમાં આવેલા ટીંબા ટેકરાઓ ઉપર મુંજ નામનું ઘાસ થાય છે જેનો આકાર કેટલીએક રીતે ભરૂના ઘાસને મળતો

હોઇ તેની સાંઠીઓ તીર પરોવવાના, ખુરશી, ટેબલ વિગેરે બનાવવાના તેમજ ટટ્ટીઓ અને દોરડાં તૈયાર કરવાના કામમાં વપરાતી હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે. આ ઘાસ ઉપર આસો, કાર્તિક મહીનામાં લાંબી સેરો નીકળી તેના ઉપર થોડું થોડું રૂ આવે છે, જે વજનમાં ઘણુંજ હલકું અને ગુણમાં અતીશય ઠંડુ હોય છે. જેથી તેની ટોપી બનાવીને પહેરવાથી મગજની ગરમી શાન્ત થાય છે. જેનું મગજ સ્વાભાવિક રીતે બહુ તપેલું રહેતું હોય તેને તો આ ટોપીથી ખાસ ફાયદો થાયજ્જ, પરંતુ એ ઉપરાંત તાવની ગરમી મગજે ચડવાથી જેને ભયંકર સન્નિપાત થયો હોય કિંવા અફીણ, ભાંગ, ધંતુરો કે એવીજ બીજી ઝહેરી ચીજોના સેવનથી મગજમાં ગરમીનો વધારો થઇ ઘેલછાનું દરદ લાગુ પડયું હોય તેવા કેસોમાં સેંકડો રૂપિઆના ખર્ચવાળી કિંમતી દવાઓના સેવનથી પણ જે કાર્ય નથી થતું તે કાર્ય માત્ર આ મુંજ જેવા ઘાસની ટોપી પહેરવાથી થાય છે, કોઇપણ જાતનું ઔષધ ખાધા પીધા કે ચોપડયા સિવાય માત્ર ઘાસના રૂની ટોપી પહેરી રાખવાથીજ આવાં ભયંકર દરદો મટી જાય એ કાંઇ દેશી વઇદકની જેવી તેવી ખૂબી, જેવી તેવી વાત, જેવો તેવો ચમત્કાર ગણાય નહિ.

જ્યારે આકડાનું રૂ અત્યંત ગરમ અને મુંજનું રૂ અત્યંત ઠંડુ છે, ત્યારે સેમળાનું રૂ સમશીતોષ્ણ એટલે બહુ ઉષ્ણ પણ નહિ અને બહુ શીતળ પણ નહિ પરંતુ મધ્યમ પ્રકારનું છે. એ રૂનાં પણ ગાદલાં, ગોદડાં, તકીયા, ઓશીકાં વિગેરે બની શકે છે અને નાજુક પ્રકૃતિનાં મનુષ્યો કે જેઓને આકડાનું રૂ માફક આવતું નથી તેઓનાં દરદો નાબુદ કરવાના ઉપયોગમાં લેવાય છે, વળી

આ રૂમાંથી કપડું બનાવી જો તે કપડાને હમેશાં પેડુ, કમર અને ગર્ભાશયના ભાગ ઉપર વીંટાયેલું રહે તેવી રીતે પહેરી રાખવામાં આવે છે તો સ્ત્રીઓનું શ્વેત તેમજ રક્ત પ્રદરનું દરદ ગમે તેવું જુનું હોય તોપણ નાબુદ થાય છે.

પાન નામનું ઘાસ કે જે મીઠા પાણીમાં ઉગે છે અને આઠથી ૧૦ ફીટ જેટલું ઉંચું વધે છે તથા જેનાં પાંદડાં પણ છોડવા જેટલાં લાંબાં હોય છે તે ઘાસ ઉપર જે બાજરીઆ જેવાં ડુંડાં આવે છે તેની અંદરથી પણ એક જાતનું રૂ નીકળે છે. એ રૂને તેલથી ભીંજવીને અથવા તો તેની રાખ કરીને તેલ સાથે કાલવીને જખમમાં ભરવામાં આવે છે તો ઘણા થોડા સમયમાંજ ઘા રૂઝાઈ જાય છે. આ રૂ અત્યંત શીતળ છે અને તેથી એના ઉપયોગથી જખમની બળતરા વિગેરે તરત શાન્ત થાય છે. પાનમાં એવો ઉત્તમ ગુણ રહેલો હોવાથી તે " ઘા બાજરીઆ " કે " ઘા ડુંડી " ના નામથી પણ ઓળખાય છે.

થમાર દુધેલીના વેલાઓ કે જે નાગલી દુધેલીના નામે પણ ઓળખાતા હોઇ સર્વે સ્થળે પ્રસિદ્ધ છે તે વેલાઓ ઉપર જે ડોડવાં જેવાં ફળો આવે છે તેમાંથી પણ એક જાતનું રૂ નીકળે છે. એ રૂની રાખ બનાવી તેલમાં મેળવીને ચોપડવાથી ઢોરને પડેલાં ખાડાં તથા ચાંદાં, ચાંદીઓ તત્કાળ મટી જાય છે. આ રીતે કેટલીએક જાતનાં રૂ જખમની અંદર ભરવાના કામમાં આવે છે, કેટલીએક જાતનાં રૂને બાળી તેની રાખ જખમ કે ગડુ ઉપર લગાડવાથી તાત્કાલિક ફાયદો થાય છે, કેટલીએક જાતનાં રૂનાં કપડાં બનાવી

દરદવાળા ભાગ ઉપર બાંધવાથી જે તે રોગની શાન્તિ થાય છે. અને કેટલીએક જાતનાં રૂ ભરેલાં ગોદડાં બનાવી તેઓને ઓઢવા પાથરવાના ઉપયોગમાં લેવાથી અનેક રોગોમાં ફાયદો થાય છે, એ વાતમાં તો કશો સંશય નથી, પરંતુ એ ઉપરાંત વળી કેટલીએક જાતનાં એવાં પણ રૂ પેદા થાય છે કે જેઓનો સ્વતંત્ર રીતે અ-થવા તો કોઇ ચોક્કસ ઔષધિ સાથે સંયોગ કરીને ઉપયોગ કરવાથી અનેક અલૌકિક કૃત્યો કરી શકાય છે. આવી જાતના સ્વતંત્ર અથવા તો કોઇ અમુક વનસ્પતિના સંસ્કારવડે તૈયાર કરવામાં આ-વેલા ખાસ રૂ વડે બનતા પ્રયોગોનો અમે પુરતો અનુભવ લીધો નથી, તેથી તેઓ સંબંધિ ચોક્કસ અભિપ્રાય આપી શકાય તેમ નથી, અથવા તો સંપૂર્ણ રીતે વિવેચન થઇ શકે એમ પણ નથી અને તેથી વાંચકવૃન્દની જાણ માટે માત્ર એવા થોડાએક પ્રયોગો-નું અત્રે દિગ્દર્શન કરાવી આ વિષયને પુરો કરીએછીએ, " મહા મોહન " નામે તંત્ર ગ્રંથમાં જણાવ્યું છે કેઃ—

कटु तुम्बी बीज तैलं ज्वालयेत्पटवर्त्तिकाम् ॥
कज्जल चांजयेन्नेत्रे मोहन सर्वतो जगत् ॥

કડવી તુંબડીનાં બીયાંનું તેલ કાઢી એક કોડીયામાં ભરી તેમાં કપાસના રૂના કપડામાંથી બનાવેલી દીવેટ મૂકી દીવો સળગાવી કા-જળ પાડવું. એ કાજળ આંખમાં આંજવાનો મહાવરો રાખવાથી આંખનું તેજ એવું વિલક્ષણ પ્રભાવવાળું થાય છે કે આ જગતના જે, જે પ્રાણી ઉપર દૃષ્ટિ પડે છે તે, પ્રાણી તત્કાળ મોહ પામે છે, અર્થાત્ વશીભુત થાય છે.

"અદ્દભુત ઉચ્ચાટન શાસ્ત્ર" માં જણાવવામાં આવ્યું છે કેઃ—

रोहिष तृण पुष्पाणि वर्तिमध्येनिवेशयेत् ॥
तद्दीप दर्शनादेव क्षिप्रं नश्यतिमत्कुणाः ॥

રોહ નામનું ઘાસ કે જેમાંથી આજકાલ રોશીલ નામનું તેલ તૈયાર કરવામાં આવે છે, તે ઘાસનાં ફુલોને રૂની દીવેટની અંદર ઘાલી પછી તે દીવેટવડે દીવો સળગાવવાથી તેની ગંધના લીધે મકાનની અંદર રહેલા બધા માકણ જલદી નાશી જાય છે.

તંત્ર વિદ્યાપારંગત ધુરંધર વિદ્વાન સિદ્ધનાગાર્જુન જણાવે છે કે—

नर तैलं नरकपाले प्रेतांबर वर्तितःक्षपायाम् ॥
क्षोणिरुहेन्द्रशिखरे समुज्वाल्य कज्जलं कुर्यात् ॥

મનુષ્યમાંથી કાઢવામાં આવેલા તેલને માણસના તુંબલાની ખોપરીમાં ભરી તેમાં મુએલા મનુષ્યના કોટીઆના વસ્ત્રની દીવેટ મૂકી કૃષ્ણુપક્ષની ચોદશની રાત્રે પિંપળાનાં ઝાડનાં ડાળા ઉપર બેસી તેનો દીવો સળગાવી કાજળ પાડવું. એ કાજળનું આંખોમાં અંજન કરવાથી આખું જગત વશ થાય છે.

"દત્તાત્રેય તંત્ર" નામે ગ્રંથમાં જણાવવામાં આવ્યું છેકે-

भोमवारे सर्पमुखे क्षिपेत्कार्पास बीजकम् ॥
उत्पन्ने बीज कार्पास ज्वलयेरंड तैलके ॥

तद्वर्तिं ज्वालयेद्रात्रौ सर्पवद्भवति ध्रुवम् ॥
वर्तिशान्तिःमकर्तव्या नष्टाकौतुकशाम्यति ॥

મંગળવારના દિવસે મુએલા સાપના મહોડામાં માટી ભરી તે મહોડાને જમીનમાં દાટી તેમાં કપાસનું બીજ વાવવું, એ બીજ ઉગી નીકળે એટલે તેના છોડને ઉછેરીને મોટો કરતાં જ્યારે તેને ફુલ આવી ઝીંડવાં બેસી તેમાં રૂ તઈયાર થાય ત્યારે એ રૂને વીણી લેઈ રાખી મુકે. આ રૂની દીવેટ બનાવી એક કોડીયામાં મુકી તેમાં એરંડીયું તેલ ભરી રાત્રિના વખતે જે ઘરમાં દીવો સળગાવવામાં આવે છે તે ઘરમાં રહેલી સર્વે ચીજો સાપના જેવી દૃષ્ટિએ આવે છે, અર્થાત્ તે સર્વે ચીજોના બદલે કેવળ સાપે સાપજ નજર પડે છે, અને જ્યારે તે દીવેટને કાઢી લેઈ તેના બદલે બીજી સાદી દીવેટ સળગાવવામાં આવે છે ત્યારે આ કૌતુકની શાન્તિ થાય છે,

"નીધિદર્શન મહાવિદ્યા" નામે તંત્ર ગ્રંથમાં લખવામાં આવ્યું છે કેઃ—

अति कृष्णस्य काकस्य जिव्हामांससमाहरेत् ॥
वेष्टयेत् रवीतुलेन वर्ति तेनैव कारयेत् ॥
अजाघृतेनदीपंच मज्वाल्यादाच कज्जलम् ॥
अंजिताक्षौ नरस्तेन निधि पश्यति भूतले ॥

અતિશય કાળા કાગડાની જીભનું માંસ લેઈને તેના ઉપર આકડાના રૂને વીંટાળી એક કોડીયામાં મુકી તેમાં બકરીનું ઘી ભરી દીવો સળગાવી કાજળ પાડવું. એ કાજળનું આંખમાં અંજન કર-

વાનો અભ્યાસ રાખવાથી દષ્ટિ એટલી બધી સૂક્ષ્મ થાય છે કે જમીનની અંદર દટાઇ રહેલું ધન નજરે પડે છે.

गृध्राक्षि चूर्ण योगेन कारयेद्यदि पूर्ववत् ॥
तेनैव अंजिताक्षौचनिधि पश्यति पूर्ववत् ॥

કાગડાની છભના બદલે ગીધની આંખોનું ચૂર્ણ આકડાના રૂમાં મેળવીને ઉપર મુજબ રીતથી કાજળ પાડી તેનું અંજન કરવાનો અભ્યાસ રાખે તોપણ જમીનની અંદર દટાઇ રહેલું ધન જોઇ શકાય એવી દષ્ટિમાં સૂક્ષ્મતા આવે છે.

આ વાતમાં કંઇ સત્યતા રહેલી હોય એમ લાગે છે, કારણ "વૃદ્ધત્રયી" ના નામે ઓળખાતા અત્યંત પ્રતિષ્ઠિત વૈદ્યક ગ્રંથો પૈકી "અષ્ટાંગ હૃદય વાગ્ભટ" નામે સર્વ માન્ય ગ્રંથમાં પણ જણાવવામાં આવ્યું છે કે:—

योगृध्रस्तरुणरवि प्रकाशगल्ल ।
स्तस्यास्यं समय मृतस्य मोक्षकृद्भिः ॥
निर्दग्धं समयघृत मंजनंच पेष्यं ।
योगोऽयं नयनबलं करोतिगार्ध्रम् ॥

તરૂણ સૂર્યના જેવો પ્રકાશિત ગાલોવાળો જે ગીધ પક્ષી હોય તે જયારે મરી જાય ત્યારે તેના મહોડાને લેઇ ગાયના અડાયાં છાંણાંના અગ્નિથી કુટી બાળી રાખ કરવી. એ રાખમાં ઘી અને કાળો સુરમો સરખા ભાગે મેળવીને સારી પેઠે ખરલ કરી આંખોમાં આંજવાનો મહાવરો રાખવાથી ગીધની સમાન દષ્ટિનું બળ પ્રાપ્ત થાય

છે. અર્થાત્ મનુષ્યોથી ન દેખી શકાય એવી ચીજોને પણ જેવી રીતે ગીધ જોઇ શકે છે તેવીજ રીતે આ અંજનનો ઉપયોગ કરનારને પણ અદશ્ય ચીજો જોવાની સૂક્ષ્મ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે.

જો આ વાત સત્ય હોય તો પછી આજે જે ચીજો માત્ર દુરબીન, સૂક્ષ્મદર્શક યંત્ર કે એક્સરેઝની સહાયતાવડેજ જોઇ શકાય છે તે ચીજો કેવળ દૃષ્ટિવડેજ નિરિક્ષણ કરવાની આપણા પૂર્વજોએ શક્તિ સંપાદન કરી હતી એમ માનવામાં શું ખોટું છે. " સિદ્ધ સાબર ભાષા તંત્ર " માં હજરાયત ભરવાની વિધિમાં જણાવવામાં આવ્યું છે કેઃ

શાખા સુકી અઘેડાની લાવી, રૂ તેને લપટાવેજી,
ઘૃત કેરા દીપકમાં મૂકી, પ્રીતે તે પ્રજળાવેજી;
સાત વર્ષનું બાળ બોલાવી, સ્નાન તેને કરાવેજી,
શ્વેત વસ્ત્ર પહેરાવી એને, દીપક આગે બેસાડાવેજી,
બાળક દૃષ્ટિ દીપક સામી, સ્થિર મને રખાવેજી,
ત્રણ કાળની ગુપ્ત વાત જે, પ્રગટ તે દરશાવેજી.

આ સિવાય બીજા પણ અનેક પ્રયોગો તંત્ર ગ્રંથોમાં મળી આવે છે, પરંતુ એવા અનુભવ સિવાયના અનેક પ્રયોગોનો આ પુસ્તક કે જે ખાસ અનુભવિક માહીતીથી ભરપુર વિષયોનું છે તેમાં ઉતારો કરવો એ યોગ્ય ન લાગવાથી લેખિનીને વિરામ આપીએ છીએ, તેમજ વાંચકવૃન્દ પૈકી જો કોઇને આવા પ્રયોગો સંબંધિ અનુભવિક વિશેષ માહીતિ હોય તો તે જાહેરમાં મૂકવા પ્રાર્થના કરીએ છીએ.

---

## લસણ.

સં. રસોન હિં. લસન, લહસન બં. લસુન મ. લસણ ફા. સીર ઇં. Gurlie root લા. Allium Satinum.

લસણ એ દરેક ઘરમાં મસાલા તરીકે વપરાતી ચીજ હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

ઉપયોગ—ફેફસાંનાં દરદો તથા સાંધા અકડાઇ જવાના રોગ માટે લસણ એ એક ઉત્તમ ઉપાય છે એવું છેક પ્રાચીન કાળથી આપણા દેશમાં મનાતું આવે છે. પરંતુ અફસોસ ! કે આજ કાલના સુધરેલા ગણાતા સમયનાં મોટાં મોટાં કારખાનાંઓમાં બનતી બહુ-મુલ્યી દવાઓના દમામ, અને ભભકા આગળ મફત મળતાં લસ-ણનો ભાવ કોઇ પૂછે તેમ નથી. પરંતુ એ બહુમુલ્યી ઓષધો કે જેઓના ગુણોની પુષ્કળ તારીફ આપણા સાંભળવામાં આવે છે, જેઓના પ્રભાવનાં આપણી બુદ્ધિને આંજી નાંખે, આપણા મનને મોહીત કરી નાંખે એવાં લાંબાં, લાંબાં યશોગાન ગાવામાં આવે છે તેઓના પરીણામથી નિરાશ થયા પછી ઇંગ્લાંડનો એમ. ડબલ્યુ-મેકડરી નામનો એક મહાન્ સમર્થ વિદ્વાન્ ડોકટર હાલમાં જણાવે છે કેઃ—ક્ષય રોગ વિષેની જે ખાસ તપાસ, શોધ ખોળ અને પ્રયોગો અમે ગયા બે વર્ષમાં કર્યા છે તેમાં ૧૦૮૨ ક્ષયના દર-દીઓ ઉપર જુદી જુદી જાતના ૫૬ ઉપાયો અજમાવી તેનાં પરી-ણામોનું બારીક અવલોકન કરી નોંધો રાખવામાં આવી છે, તે બધા ઉપરથી એ સાર નીકળે છે કેઃ—ઉપર બતાવેલા છપ્પન જુદી જુદી જાતના ઉપાયોમાંથી ક્ષયના જંતુઓ અને તેમને લીધે શરી-

રેમાં વિવિધ સ્થળે થતા રોગો ઉપર ખાત્રી પૂર્વક અસર કરનાર ફક્ત બેજ ઔષધો મળી આવ્યાં છે. આ બે ઔષધો પૈકી એક ઔષધ વનસ્પતિ વર્ગનું લસણ છે અને બીજું ખનિજ વર્ગમાંનું હોઈ તેનું નામ પારો છે. હવામાં જલદી વાયુરૂપે ઊડી જઈ શકે તેવું "એલીલ સલ્ફાઈડ" નામનું એક જાતનું તેલ લસણમાં રહેલું હોય છે અને એ તેલમાંજ લસણના સર્વે વ્યાધિહર ગુણો સમાએલા છે. આ તેલ પ્રબળ જંતુ નાશક છે અને ક્ષયના જંતુઓની વૃદ્ધિ થતી અટકાવવાનો અતિ અદ્ભુત ગુણ તેમાં રહેલો જણાય છે. શરીરમાં ગયા પછી આ તેલ ઑક્સિજન વાયુ સાથે ભળીને સલ્ફ્યુરસ એસીડ નામના અમ્લ તત્ત્વને ઉત્પન્ન કરે છે અને ફેફસાં ચામડી, મૂત્રપિંડ તેમજ યકૃત મારફતે બહાર નીકળે છે. શરીરના કોઈ પણ ભાગ ઉપર આ તેલને લગાડવાથી ત્વચા તેને ચુસી લે છે અને એ રીતે શરીરના ઘણા ઊંડાણના અવયવોમાં તે પ્રવેશી શકે છે. અમારા અનુભવમાં લસણે સારામાં સારાં પરીણામો નિપજાવ્યાં છે અને ક્ષયના જંતુઓ ત્વચા, હાડકાં, ગ્રંથીઓ, ફેફસાં કે શરીરના બીજા કોઈ પણ ગમે તે ભાગમાં ઘર કરીને બેઠા હોય ત્યાંથી નાબુદ કરી તેઓને લીધે થયેલાં દરેક દરદો એક સરખી અકસીર રીતે સારાં કરે છે. ડોકટર મિંચીન જણાવે છે કેઃ—એક જુવાન માણસના કેસ ઉપરથી લસણના ગુણો તરફ મારૂં ધ્યાન પહેલ વહેલું ખેંચાયું. આ જુવાન કે જેને આખા પગનાં અને પગના પંઝાનાં હાડકાંમાં ક્ષય રોગ લાગુ પડયો હતો તે મારી સલાહ લેવા આવ્યો હતો. આ દરદીને તપાસીને તેનો પગ કપાવી નાંખવાની મેં સલાહ આપી, પરંતુ દરદીએ તેમ કરાવવાની ના પાડી મારી પાસેથી રજા લીધી. છ મહીના પછી આજ દરદી

તદ્દન તનદુરસ્ત સ્થિતિમાં મને મળ્યો. આશ્ચર્ય પામી મેં એને હકીકત પુછી ત્યારે તેણે જણાવ્યું કે જે દવા સેંકડો વર્ષો થયાં કંઠ માળ જેવાં દરદોમાં વપરાતી આવી છે; તેજ દવા ઇલાજુ મનુષ્યે મારા ઉપર વાપરીને મને સાજો કર્યો છે. એ દવા અન્ય કોઇજ નહિ પરંતુ મેંદા, મીંઠું અને ખુબ લસોટીને બારીક લુગદી જેવું બનાવી દીધેલું લસણ એ ત્રણ ચીજો લગભગ સરખા પ્રમાણમાં મેળવી બનાવેલો લેપ હતો. આ ઉપરથી હું તો તરતજ સમજી ગયો કે આ ત્રણ ચીજોમાંથી રોગ મટાડવાનો ગુણ ધરાવનારી ચીજ તો લસણજ હોવું જોઇએ. અને તેથી લસણના ગુણો વિષે જાતી અનુભવ મેળવવા અનેક દરદીઓ ઉપર અજમાવવા માંડયું અને તેમાં મને ઘણીજ અજાયબી ઉપજે એટલી ફત્તેહ મળી.

લસણનો આ પ્રકારનો ઉપાય ઇટાલી દેશમાં ઘણોજ, ઘર ગતુ અને લોકપ્રિય છે. ઇટાલી દેશમાં નાનાં, મોટાં, ગરીબ તેમજ તવંગર સર્વે લસણનો હમેંશાં છુટથી ઉપયોગ કરે છે, તેથી ત્યાં ક્ષયનું પ્રમાણ ઘણુંજ ઓછું છે, પરંતુ તેજ દેશના લોકો કે જેઓ અમેરિકામાં જઇને વસ્યા છે તેમનાં છોકરાં પોતાના બીજા નિશાળના સોબતીઓને લસણની ગંધ કંટાળા ભરી લાગે છે જેથી તેનો જોઇએ તેવો ઉપયોગ કરતાં નથી તેથી તેઓ પૈકી ઘણા ખરા ક્ષયના રોગથી પીડાય છે. લસણ એ ડુંગળીના વર્ગની વનસ્પતિ છે. જેથી ઉપર જણાવેલું "એલીલ સલ્ફાઇડ" નામનું જે તત્ત્વ લસણમાં રહેલું છે તે ડુંગળીમાં પણ જો કે સમાએલું છે, તોપણ લસણમાં એ તત્ત્વ સૌથી વધારે પ્રમાણમાં રહેલું છે. સાઠ ટીપાં લસણના રસમાં આશરે બે ટીપાં જેટલું "એલીલ

સલ્ફાઇડ" નામનું તત્ત્વ હોય છે અને એ તત્ત્વજ ક્ષયના જંતુ-ઓનો નાશ કરી જુદા જુદા ભાગના ક્ષયને મટાડે છે.

"એલીલ સલ્ફાઇડ" જેટલી સચોટ રીતે અને સંપુર્ણપણે મનુષ્યના શરીરમાં પ્રસરી જાય છે તેવી રીતે બીજું કોઇપણ તત્ત્વ પ્રસરી જતું જણાયેલું નથી. આ વાત મારા સમજાવ્યા સિવાય તમે પોતે પણ સહેલાઇથી સાબીત કરી શકો એમ છે. લસણની થોડીએક કળીઓ વાટીને તેની લુગદી તમારા પગને તળીએ બાંધશો અને પછી માત્ર પંદર, વીશ મિનિટ જવા દઇને તમારો શ્વાસ સુંઘી જોવાનું બીજા કોઇને કહેશો તો તે તરતજ તમને કહેશે કે તમારા શ્વાસમાં લસણ ગંધાય છે. આ ઉપરથી એ સાબીત થયુ કે લસણમાં રહેલું "એલીલ સલ્ફાઇડ" તમારા પગના તળીયાની ચામડીનાં છીડાની અંદર ઊતરી રસ અને રક્ત વાહિની નસોની મારફતે આખા શરીરમાં પ્રસરી છેવટે ફેફસાંમાં થઇ શ્વાસદ્વારા બહાર નીકળે છે. આ રીતે એ તત્ત્વ રસ અને રકત મારફતે ફેફસાં, ચામડી, સ્નાયુઓ, યકૃત, મૂત્રપિંડ, હાડકાં વિગેરે શરીરના દરેક નાના, મોટા ભાગોમાં દાખલ થઇ શકે છે અને તેથી લસણનો પુરતા પ્રમાણમાં ઉપયોગ ચાલુ રાખવામાં આવે તો શરીરના ગમે તે ભાગમાં રહેલા "ટયુબરકલ બેસિલી" નામના ક્ષયના જંતુઓનો નાશ થઇ વિવિધ સ્વરૂપે દેખાવ દેતા ક્ષયના ઉપદ્રવો શાન્ત થાય છે.

ક્ષયના જંતુઓના લીધે થતા દરેક પ્રકારના ગંભીર "ટયુબર-કયુલસ" વ્યાધિઓ એટલે કે ફેફસાના ક્ષયથી માંડીને તે ચામડીના સડા જેવાં વિકટ દરદો સુધીના દરેક રોગ માત્ર લસણના ઉપયો-ગથીજ સારા કર્યાનું ઉપર કહેલા ડોકટરો પોતાના જાતિ અનુભ-

વથી જણાવે છે. તેઓ વળી દશ વર્ષના એક એવા છોકરાનો દાખલો વર્ણવે છે કે જેના હાથના હાડકાંને ક્ષયનો રોગ લાગુ પડયો હતો જેના લીધે તેના હાથની તદન ખવાઈ ગયેલી એક આંગળી કાપી નાંખવામાં આવી હતી, એમ છતાં પણ તે હાથની હથેલીમાં ત્રણ ઉંડાં નારાં કે છિદ્ર પડી હમેશાં પરૂ વહ્યાંજ કરતું હતું આ દરદ ઉપર બીજા બધા ઉપાયો નિષ્ફળ ગયા પછી લસણની થોડી એક કળીઓ બારીક વાટીને ચરબી સાથે મેળવીને ચોવીસ કલાકમાં એક વખત તે સડેલા હાથ ઉપર બાંધી દેવામાં આવતી હતી. ચરબી મેળવવાનું ખાસ કારણ એ હતું કે લસણનો રસ એકલો જો ચામડી ઉપર લગાડયો હોય તો સખ્ત બળતરા કરી ફોલ્લા ઉઠાડે છે અને તેથી તેની દાહક અસર ઓછી કરી ચામડીનું સંરક્ષણ કરવા માટે માખણ, ધોયેલું ઘી, વેસેલાઇન, ચરબી કે સાદા મલમનો ભેગ કરવો પડે છે. આ પદાર્થો કાંતો લસણ ભેગા મેળવી દેવા અગર તો લસણની લુગદી મુકતા પહેલાં દરદવાળા ભાગ ઉપર સારી પેઠે ચોપડવા જોઈએ. આની રીતે ચરબીની મેળવણી કરવા છતાં પણ શરૂઆતમાં પેલા છોકરાને કેટલીએક બળતરા સહન કરવી પડતી હતી તો પણ તેને જલદી ફાયદો જણાવા લાગ્યો. અને બધી મળીને માત્ર દોઢ મહીના જેટલી મુદતમાં તેનો હાથ સાજો થઈ ગયો

યુરોપમાં હાલમાં જે ભીષણ યુદ્ધ ચાલી રહ્યું છે તેના અંગે મનુષ્યોને કાંઇ કાંઈ નવિન અનુભવો મળતા જાય છે, યુદ્ધના અંગે વૈદક સબંધિ જે, જે કંઇ અનુભવો મળ્યા છે અને દીનપ્રતિદીન મળતા જાય છે તેઓ પૈકી હાલમાંજ એક આગેવાન આર્મી સરજ્યનને જાતિ અનુભવથી ખાત્રી થઇ છે કે લસણના રસમાં ચોખ્ખું

એટલે વરાળને ઠારીને બનાવેલું પાણી ઘટતા પ્રમાણમાં મેળવીને અને તેવા ચેપ લાગેલા ઘાને બગાડવાથી એટલે તે પાણી વડે ઘાને ધાવાથી તથા તેમાં ભીંજવેલાં કપડાં ઘા ઉપર બાંધી રાખવાથી ઘામાં સડો ઉત્પન્ન કરનારા ચેપી રાગી જંતુઓના નાશ થઈ બહુજ જલદી અને સારી રીતે ઘા રૂઝાઈ જાય છે. ગમે તેવા મોટા કે સુંચવણ ભરેલા ઘા પડેલા હાય તો પણ લસણને રસ અને પાણી રામબાણની માફક અકસીર નીવડે છે. પોતાના બહોળા જાતિ અનુભવની આ વાત ઉક્ત લશ્કરી સરજ્યને યુરોપનાં સર્વે રણક્ષેત્રમાં ફેલાવી દીધી છે, અને તે દરેક સ્થળોએ આ સોંઘા અને સાદો ઉપાય બીજી મોંઘી દવાનું સ્થાન લેવા લાગ્યો છે. આ સરજ્યન પોતે નમ્રતાપૂર્વક કબુલ કરે છે કે:—આ શોધ મારી પોતાની નથી, પરંતુ એક ફ્રેન્ચ ખેડુતની સ્ત્રી ઘણા એક ઘાએલ થયેલા યોદ્ધાઓના ઘા આ ઉપાયથી અજાયબી ભરી રીતે મટાડતી મારા જોવામાં આવી હતી જેથી આ ઓષધિના અનેક દરદીઓ ઉપર અનુભવ લેઇ જોતાં મારી પણ તે વિષે સંપૂર્ણ ખાત્રી થવાથી દુનિયાના હિતની ખાતર જાહેર કર્યું.

લસણ જેવી અલ્પ મૂલ્યે મળતી ચીજમાં આવા અમૂલ્ય ગુણો સમાએલા છે એવું પશ્ચિમાત્ય વિદ્વાનોને આજકાલ સમજાયાથી જ્યારે તેઓ તેના વડે અનહદ લાભ પ્રાપ્ત કરે છે, ત્યારે આપણા પૂર્વજોએ છેક પ્રાચીનકાળથી તેના આવા ગુણોનાં યશોગાન કર્યાં છતાં પણ તેના પ્રત્યે બે દરકાર બની વિદેશી ચીજોના મોહમાં ફસાઈએ છીએ એ વાત કેવળ આપણા દુર્ભાગ્યનુંજ સુચન કરે છે.

# રુદ્રવંતી

સં. રુદ્રવંતી, ચણુપત્રી, અવતોયા, હિં. રુદતી મ. રાનહરમરા ખરડી ગુ. પડીયો, પલિયો, કચ્છી. ઊંજુ, ગુંજુ લા. Cressa Cretica.

વિવરણ—રુદ્રવંતી એ દિવ્યૌષધિઓના વર્ગની એક દુષ્પ્રાપ્ય તથા અચિંત્ય શક્તિવાળી મહૌષધિ છે એના છોડવા ાા થી દોઢ ફુટ જેટલા લાંબા વધે છે. એ છોડવાઓ કોઇ કોઈવાર થોડા ઉંચા પણ વધે છે, પરંતુ ઘણું કરીને તો જમીન ઉપર છાતળાંની માફક પથરાએલાજ હોય છે. એના ઉપર શાખાઓ ઘણી ગીચો ગીચ આવેલી હોય છે અને તે નીચેથી ઉપરની બાજુ તરફ નહા-ની થતી નીકળેલી હોય છે જેથી એ શાખાઓની રૂપરેખા ત્રિકોણ થઇ રહેલી હોય છે. એનાં પાંદડાં ઝીણું એટલે લગભગ ા ઈંચથી કંઇક લાંબાં અને તેથી કંઇક ઓછાં પહોળાં હોય છે અને બન્ને સપાટી ઉપર ધોળા, નરમ અને લાંબા વાળની રૂંવાટી આ-વેલી હોય છે, જેથી તેઓ ધોળાશ લેતાં લીલા રંગનાં દેખાય છે. એ પાંદડાં જરા જાડાં હોય છે. તેમાંથી એક જાતનો પ્રવાહી ઝર્યાં કરે છે. પાનની વાસ જરા ઉગ્ર અને સ્વાદ ચીકાશ લેતો તૂરો અને જરા ખારો હોય છે. ફુલો શાખાઓના છેડ ન્હાની ગુચ્છી અથવા કલંગીની માફક આવેલા હોય છે. જે ધોળા કે ફીકા ગુલાબી રંગનાં હોય છે અને ફળો ગોળાઇ લેતાં સૂક્ષ્મ હોઈ તેમાં બારીક દાણા જેવાં બે, ચાર બીયાં હોય છે. એના આખા છોડવા ઉપર ધોળા, ચળકતા જરા લાંબા વાળની રૂંછાળ હોય છે જેથી આખો છોડવો ધોળાશ લેતો લીલો દેખાય છે. આ વનસ્પતિ ઘણા ભાગે

ખારવાળી જમીનમાં શિયાળે વિશેષ જોવામાં આવે છે. એના ઉપર ઝાકળ પડે છે ત્યારે સુક્ષ્મ મોતી જેવાં બિન્દુઓથી આચ્છાદિત થઇ જાય છે અને પછી તે પાણી ટપકીને નીચેની જમીન ઉપર પડે છે. જે ખારાશ વાળી હોવાથી ભીની થઇ રહે છે. એ રીતે તેના ઉપરથી ટપકતું જળ જાણે તે વનસ્પતિ રૂદન કરતી હોયને તેવું દેખાય છે, જેથી સંસ્કૃત ભાષામાં તેને રૂદંતી અથવા તો સ્રવંતી અને વળી છેટેથી જોતાં ચણાના છોડવા જેવી માલમ પડતી હોવાથી ચણુપત્રી નામ આપવામાં આવ્યું છે.

गुणदोष—रुदन्ती कटु तिक्तोष्णा क्षय कृमि विनाशिनी ॥
रक्तपित्त कफ श्वास मेहहारी रसायनी ॥

રૂદ્રવંતી તીખી, કડવી, ગરમ, ક્ષય, કૃમિ, રક્તપિત્ત, કફ, શ્વાસ અને પ્રમેહનો નાશ કરનારી તથા રસાયન સમાન ગુણ આપનારી એટલે વૃદ્ધાવસ્થા તથા રોગનો નાશ કરનારી છે.

રાજનિઘંટુ.

ઉપયોગ—એના છોડને મૂળ સુદ્ધાં ઉખેડી લાવી સૂકવી ચૂર્ણ કરી ૦। થી એક તોલાના પ્રમાણમાં લેઇ મધ સાથે ચાટવાથી કફની ખાંસી અને શ્વાસ દુર થાય છે. એજ ચૂર્ણને દુધમાં નાંખીને પીવાથી સ્ત્રીઓના સ્તનમાં દુધનો વધારો થાય છે. નાક વાટે લોહી પડતા રક્તપિત્તના દરદમાં તેના છોડને પાણી સાથે ઉકાળીને તેની બાફ નાકમાં આપવામાં આવે છે. વળી એના ચૂર્ણમાં સરખા ભાગે વાવડિંગની મીંજેનું ચૂર્ણ મેળવીને ખાવાથી, સુંઘવાથી તેમજ અંગે ચોપડવાથી શરીરમાં રહેલાં ઝેરી જંતુઓનો નાશ થાય છે.

રૂદ્રવંતી એક તોલો અને કાળાં મરીમાં બે વાલ સાથે મેળવીને પીવાથી બગડેલું લોહી સ્વચ્છ થાય છે. વળી એક શેર દુધ, એક શેર પાણી, અઢી તોલા ઘી અને બે તોલા મધ એ બધું ભેગું કરીને ઉકાળતાં પાણીનો ભાગ બળી જઈને દુધ માત્ર બાકી રહે ત્યારે ઊતારી લેઇ તેમાં એક તોલો રૂદ્રવંતીનું ચૂર્ણ નાંખીને પીવું. એમ ૪૯ દીવસ આ ઔષધ લેવાથી સર્વે પ્રકારના પ્રમેહો શાન્ત થાય છે.

વૈદ્યક શાસ્ત્રમાં તો તેના આ મુજબ ગુણો બતાવેલા છે. પરંતુ જડીબુટ્ટીઓનું જ્ઞાન ધરાવનારા સંત મહાત્માઓ જણાવે છે કે એના રસ સાથે પારાની ગોળી બનાવી શકાય છે અને વળી તાંબાની સફેદ ભસ્મ થાય છે, અને તે બનાવવાની કૃતિ એવી છે કેઃ—

રૂદ્રવંતીના રસમાં પારાને ત્રણ દિવસ સુધી ઘુંટીને ગોળી બનાવવી પછી એ ગોળીને રૂદ્રવંતીના છોડને વાટીને બનાવેલી લુગદીમાં ઘાલી તે લુગદીને એક સરાવલામાં મુકી તેના ઉપર બીજું સરાવલું ઊંધુ ઢાંકી તે સરાવલા ઉપર કાપડ માટી કરી પછી જમીનમાં એકવીત, લાંબો, પહોળો અને ઊંડો ખાડો ખોદી તે ખાડાને અડાયાં છાણાથી અડધો ભરી તેમાં પેલો સરાવલાંનો સંપુટ મુકી તેના ઉપર બીજાં છાણાં ખાડાની ટોચ સુધી ભરી અગ્નિ સળગાવવો, અને જ્યારે અગ્નિ શાન્ત થાય ત્યારે સંપૂટને ખાડામાંથી કાઢી લેવું જેથી પારાની કઠીણ ગોળી તૈયાર થઇ જાય છે. આ ગોળીને જો ભાંગી નાંખીને ફરીથી રૂદ્રવંતીના રસમાં ઘુંટીને ઉપર મુજબ અગ્નિ આપવામાં આવે તો તેની ઉત્તમ ભસ્મ

થાય છે. પરંતુ એ પ્રમાણે ફરી ફરીને ત્રણ વખત ઘુંટીને તે દરેક વખત અગ્નિ આપવો જોઇએ.

આ ભસ્મ અનેક દરદોનો નાશ કરે છે. એ સિવાય વળી તેના સંયોગથી તાંબા કે રૂપાનું સોનું થાય છે એમ કહેવાય છે. આ કામ માટે સોળ તોલા તાંબા કે રૂપાને ગાળીને તેના રસમાં એક તોલો ભસ્મ ઉમેરવી જોઇએ એમ સંભળાય છે.

પારાની ગોળી તૈયાર કરતી વખતે અગ્નિ આપવાનો એક બીજો પણ એવો વિધિ કહેવામાં આવે છે કે:—રૂદ્રવંતીના રસમાં પારાને ત્રણ દિવસ ઘુંટી ગોળી બાંધી રૂદ્રવંતીના પંચાંગની લુગદીમાં ઘાલી સરાવલાંના સંપુટમાં મૂકી તેના ઉપર કપડ માટી કર્યા પછી એક વીતનો ઊંડો ખાડો ખોદી તેમાં છાણાં ભર્યાં સિવાય એ સંપુટ મૂકી તેના ઉપર ખાડાની ટોચ સુધી રેતી ભરી પછી ને રેતી ઉપર એકાદ, બે ટોપલીઓ અડાયાં છાણા નાંખી એ પડીનો અગ્નિ આપવો જેથી ગોળી તૈયાર થશે.

તામ્ર ભસ્મ બનાવવા માટેનો વિધિ એવો છે કે:—ચોખ્ખા ત્રાંબાનાં પાતળાં પત્રાં બનાવી તેને અગ્નિમાં નાંખીને લાલચોળ થઇ જાય એવાં ગરમ કરીને રૂદ્રવંતીના રસમાં બુઝવવાં, એમ વારંવાર ગરમ કરીને એકવીશ વખત તે રસમાં બુઝવવાં, અને પછી એ પતરાંને રૂદ્રવંતીના પંચાંગને વાટીને કરેલી લુગદીમાં રાખીને તેના ઉપર કાપડ માટી કરીને એક ગજ લાંબા, પહોળા તથા એટલાજ ઊંડા ખાડામાં અર્ધ સુધી અડાયાં છાણાં ભરીને એ કાપડ માટી કરેલી લુગદી મુકી તેના ઉપર ખાડાની ટોચ સુધી બીજાં છાણાં ભરીને અગ્નિ આપવાથી તાંબાની ઉત્તમ સફેદ ભસ્મ થાય છે.

# વજ.

સં. વચા, ઊગ્રા હિં. વચ, ખુરાસાની વચ, સફેદ વચ, મ. વેખંડ, પાંઢરે વજ ગુ. વજ, ઘોડાવજ અ. ઊદુલવુંજ ઇં. Sweet Flagroot Acorus calamus.

વિવરણ—એના છોડવા નાના થતા હોઇને તે ભીનાશવાળા જગ્યામાં બારે માસ થાય છે. બ્રહ્મદેશ મણીપુર તેમજ આસામ તરફ એની ઉત્પત્તિ થાય છે તો પણ આપણા બજારોમાં ગાંધીઓના ત્યાં જયારે જોઇએ ત્યારે તેનાં મુળ કે જે ઘોડાવજના નામે ઓળખાય છે તે પુષ્કળ જથામાં મળી શકે છે. વળી એની એક જાત ઇરાન તરફથી પણ આ દેશમા આવે છે જે ખોરાસાની અથવા તો ધોળો વજના નામે ઓળખાય છે. પરંતુ ઓષધના કામમાં તો ઘણુ ભાગે ઘોડાવજનોજ ઉપયોગ કરવામાં આવે છે.

ધર્મ અને ઉપયોગ—ઠેઠ પ્રાચીન સમયથીજ આ ઔષધિનો દેશી તેમજ યુનાની વૈદકમાં ઉપયોગ થતો ચાલ્યો આવે છે. આર્યવૈદ્યોએ એનાં મુળીયાંને કડવાં, ઉષ્ણ અને અગ્નિનું દીપન કરનારાં જણાવ્યાં છે. વળી તે કફ અને વાયુને જુદા કરવામાં તેમજ ઉલટી કરાવવામાં ઉપયોગી છે, પેટના આફરામાં તેમજ શુળમાં બહુ ફાયદો કરે છે, ઝાડા અને પેશાબને શુદ્ધ કરીને તેની વિશેષ પ્રવૃત્તિ કરાવવામાં અસરકારક છે, વાચાને સ્વચ્છ કરનાર અને બુદ્ધિ આપનાર છે એમ પણ કહેવામાં આવ્યું છે હીસ્ટીરીઆ, વાઇ અને ઉન્માદના માટે તે એક ઉત્તમ દવા છે અને કંઠની અંદર રહેલો કફ દુર કરી શ્વાસ નળીને ચોખ્ખી બનાવવાાં

અજબ રીતે કામ કરે છે એવો અનુભવ આવ્યાનું પણ જાહેર કરવામાં આવ્યું છે.

ઘોડાવજને નાના પ્રમાણમાં એટલે દશથી વીશ ઘઉં ભાર લેવાથી દમને બેસાડી દે છે. આ કામ માટે એનું ચૂર્ણ પ્રથમ ૧૦ થી ૨૦ ગ્રેન જેટલું આપીને ત્યાર પછી દર બે ત્રણ કલાકે દશ દશ ગ્રેન આપવાથી ઉત્તમ અસર થાય છે. જો તે વધારે પ્રમાણમાં એટલે ૩૦ થી ૬૦ ઘઉંભારની માત્રામાં લેવામાં આવે છે તો તરત ઉલટી કરાવે છે અને તેથી જ્યારે બાળકને અથવા તો વૃદ્ધ પુરૂષને છાતીમાં કફનું જોર વધારે થાય છે છતાં તેઓ અશક્ત હોવાથી જોરથી કફને બહાર કાઢી શકતાં નથી અને અત્યંત અમુઝાય છે ત્યારે યોગ્ય વજને આપવાથી સહેલાઇથી કફ નીકળી જઈ આરામ થાય છે જો શરદીથી ગળામાં સોજો આવ્યો હોય તો એક પાઇની વજ લાવી ખાંડી ચૂર્ણ કરી તેમાંથી ફક્ત દશ ઘઉં ભાર જેટલો ભૂકો દુધમાં નાંખીને પીવામાં આવે તો તરત સોજો નરમ પડે છે અને તેની સાથે ગળામાં પડતી ખરેરી પણ દુર થાય છે, કેમકે વજમાં સુકાઇ જતા ગળામાં ભીની ઉત્પન્ન કરવાનો ખાસ ગુણ રહેલો છે શરદીની ખાંસી થઇ હોય તો જેઠીમધ અને વજ એ બે ચીજો સરખા ભાગે લેઇ ખાંડી ચૂર્ણ કરી તેમાંથી વીશથી ત્રીશ ઘઉંભાર જેટલું ચૂર્ણ લેઇ સવાર, સાંઝ મધ સાથે મેળવીને ચાટયું હોય તો તેજ ઘડીએ ચમત્કારીક ગુણ માલમ પડે છે અર્થાત્ ખાંસીના માટે વિદેશથી આવતી ભારે કિંમતની "કફ લોઝેન્જસ" નામની જે ટીકડીઓ બજારમાં વેચાય છે તેની બરાબર આ દવા કામ કરે છે. છતાં તે માત્ર એક પાઇના ખર્ચે તૈયાર થઇ શકે છે અને વળી બે, ત્રણ, દિવસ ચાલી શકે

છે. વાઇ, હીસ્ટીરીયા અને ઉન્માદના દરદમાં જો યોગ્ય વિધિથી વજનો ઉપયોગ કરવામાં આવે છે તો ગમે તેવું વિકટ દરદ પણ શાન્ત થાય છે. ચીનનો ચીકુ કાઉ નામનો પ્રખ્યાત તબીબ હીસ્ટીરીઆના દરદ ઉપર વજનો યથા યોગ્ય વિધિથી ઉપયોગ કરતો હતો. જેથી તેના હાથે તે દરદના અનેક દરદીઓ સારા થતા હતા.

આ ઔષધિના આવા ઉત્તમ ગુણોની માત્ર વૈદ્યોનેજ નહિ પરંતુ દેશી વિદેશી ડૉક્ટરોને પણ સંપૂર્ણ ખાત્રી થયેલી છે અને તેથી તેઓએ પણ તેના સબંધમાં પુષ્કળ પ્રસંશા કરેલી છે.

રત્નાગીરીના સરજ્યન એચ. મેકમેલન જણાવે છે કેઃ—બચ્ચાંને શરદી થઇ આવે છે ત્યારે પાણીમાં અથવા તો સ્પીરીટમાં મેળવીને આ ઔષધ છાતી ઉપર લગાડવામાં આવે છે. વળી સર્પને આ ઔષધિનો વાસ અનુકુળ નહિ પડતાં તેના વાસથી તેના ઉપર ઘેનની અસર થાય છે, જેથી અહીંના લોકો ઘરની આસપાસ તેનું વાવેતર કરે છે અને સાપ પકડવાનો ધંધો કરનારા વાદી લોકો હમેશાં તેનાં મુળીયાં ચાવે છે.

આ વાત કંઇ નવિન નથી પરંતુ "ગારૂડી વિદ્યા" નામના એક પ્રાચીન ગ્રંથમાં પણ જણાવવામાં આવ્યું છે કેઃ—

रामठ बचाघृष्ठा कर बाहुमलेपनात् ॥
घटसर्पो तदा ग्राह्यो न दंशती कदाचन ॥

હીંગ તથા ઘોડાવજ એ બન્નેને સરખા ભાગે લેઇ પાણી સાથે ઘસીને હાથે તેમજ શરીરે ચોપડી પછી છુટા સાપને તો શું પરંતુ ઘડામાં નાંખેલા સાપને પકડે તો પણ કરડી શકતો નથી. જે સાપને મુવા પછી પણ સ્પર્શ કરતાં ભય લાગે છે તે સાપ

ઉતરવા છતાં પણ જે ઔષધિના કેવળ વાસ માત્રથી આવો બેશુદ્ધ થઇ જાય તે ઔષધિનો પ્રભાવ કંઈ જેવો તેવો ગણાય નહિ.

પબનાના સરજન મેજર. આર. એલ. દત્ત. એમ. ડી. જણાવે છે કેઃ—કફઘ્ન તરીકે વજની વપરાશ બહુજ સાધારણ છે. મેં તેનો બહુ વખત ઉપયોગ કર્યો છે, જેનું ઉત્તમ પરીણામ આવ્યું છે. ઘણી વખત એનો એક કટકો લેઇને હું મોઢામાં રાખતો અને તે પોતાનું કામ "કફ લોઝંજીસ" કરતાં બહુજ સારૂં કરતો.

મદ્રાસના સરજન ખાનબહાદુર મુઇદ્દીન શરીફ જણાવે છે કેઃ—આ દેશમાં માત્ર બેજ એવાં વનસ્પતિ દ્રવ્યો છે કે જેઓ નાનામાં નાની માત્રા એટલે ત્રીશ ગ્રેનના વજનથી ઊલટી કરાવવાનો ગુણ ધરાવે છે, એ બે દ્રવ્યો પૈકીનું એક તો આ ઘોડાવજ છે, ઉલટી કરાવવાને માટે ૩૫ ગ્રેનથી વધારે પ્રમાણમાં તેને વાપરવાની કદી પણ જરૂર પડતી નથી અને જો કદી ૪૦ ગ્રેનની માત્રામાં આપવામાં આવે છે તો એટલું બધું તીવ્ર વમન થાય છે કે જે એકદમ બંધ કરી શકાતું નથી. આ ઔષધિ દમના માટે સારી છે તે એવી રીતે કે પહેલાં તે મોટા ડોઝમાં એટલે કે ૧૫ થી ૨૦ ગ્રેનના વજનથી આપી પછી દર બે અને ત્રણ કલાકે ૧૦ ગ્રેન વજનથી કફઘ્ન તરીકે આપવાથી ઘણા ઓછા સમયમાં દમમાંથી મુક્ત કરે છે.

આ ઔષધી રગી શરદીવાળી ખાંસી, હિસ્ટીરીયા, શ્વસન અને અમુક સ્થિતિના જુના અજીર્ણના માટે બહુજ ઉપયોગી છે. વળી સતત જ્વરમાં જ્યારે કિરનબનથી યોગ્ય આરામ થતો નથી

ત્યારે તેની સાથે આ ઓષધ મેળવીને આપવાથી ફતેહમંદ પરી-ણામ આવે છે.

માંગલોરના સરજન કબલ્યુ. એ. સી. જણાવે છે કેઃ—થોડા-વજને બાળીને કરેલા કોલસાઓનો ભૂકો ૧૦ થી ૨૦ ઘઉંભાર એટલો લેઇ પાણી સાથે આપવાથી નેપાળાથી થતી ઝેરી અસરનો અટકાવ કરે છે. કારણ એવું સિદ્ધ થયેલું છે કે નેપાળાના ઝેરનું એ શમન છે.

કચ્છ ભુજના સરજન ડબલ્યુ. બારન જણાવે છે કેઃ—જો એને વાટીને માથા ઉપર લગાડવામાં આવે તો માથામાં થતો દુ-ખાવો તરત બંધ પડે છે, અને જો નાક ઉપર લગાડવામાં આવે તો સળેખમ, શરદી વાળી ખાંસી અને ઇનફલ્યુએનઝાને મટાડે છે.

સુરતના ડૉકટર પી. મોતીવાળા જણાવે છે કેઃ—વાઈ, ઊન્માદમાં વજનું ચૂર્ણ દુધમાં આપવું અને ખોરાકમાં કેવળ દુધ-ભાતજ આપવાં. રક્ત ઊન્માદ હોય ત્યારે જરા કઠ એટલે ઉપ-લેટનું ચૂર્ણ મેળવીને મધ સાથે આપવું. જો વજની સાથે બ્રાહ્મી કે જેને બરમી પણ કહે છે તે મેળવીને તેનો ઉપયોગ લાંબી મુદત સુધી એક સરખો કર્યો હોય તો તેનાથી ગમે તેવું દીવાનાપણું દુર થાય છે એટલે કે જે દરદીને એક વખત સાંકળથી બાંધ્યો હોય તે પણ છુટી જાય છે. અમો હીંમતથી કહીએ છીએ કે જેઓ જુનું રોગી હોય; જેઓએ છેવટની આશા છોડી હોય કે આપણો આ રોગ સારો થશે નહિ. તેઓશ્રીને અમારી પ્રાર્થના છે કે તમારાં દરદોના માટે આખરે આર્ય વૈદું અજમાવો અને તે તમને નવી જીંદગી બક્ષસે. પશ્ચિમના વૈદકમાં મુંગાપણું, વાઇ, હીસ્ટિરીઆ,

ઘેલાનાપણું, કોઢ, દમ, હાંફણુ વિગેરે કેટલાએક જીર્ણ રોગોને માટે હજુ સુધી જ્યારે અપૂર્ણતા છે, ત્યારે આર્ય વૈદું તો કંઇ વર્ષોનાં વર્ષો પૂર્વેજ આ બાબતનો નિશ્ચયાત્મક શોધ કરી બેઠેલુ છે. પરંતુ નિરાશ થઇ બેઠેલા જીર્ણ દરદીઓએ તે શોધોનું લાંબા સમય સુધી અખંડિત રીતે સેવન કરવું જોઇએ. માત્ર આઠ, દશ દિવસના ઉપયોગથી જોઇએ તેવો ફાયદો થાય તેમ નથી, કેમકે આયુર્વેદિક ઔષધો એકદમ ફાયદો કરતાં નથી, ઘણી ધીમાશથી કરે છે. કારણ તેમાં શરીરને તત્કાળ જાગૃતિમાં લાવવાને વિદેશી ઔષધોની માફક સ્પિરિટ ઉમેરવામાં આવતો નથી, અને જો કદી ઉમેરવામાં આવે તો આ દેશના લોકોને તે જોઇએ તેવો માફક આવે તેમ નથી, કારણ આ દેશની પ્રકૃતિ ગરમ છે, પશ્ચિમના દેશો જેવી સરદ નથી. પરંતુ કમનસીબની વાત છે કે "અભી કે અબી લાવ, ફીર ચાહે અયેસા હોગ." એ કથનાનુસાર આજકાલના લોકોને એવી ચીજો જોઇએ છીએ કે જેનું પરીણામ પાછળથી ગમે તેવું આવે પરંતુ તત્કાળ ફાયદો કરતી હોય

આસિસ્ટંટ સરજ્યન રૂથનામ ટી. મોડીલયર જણાવે છે કેઃ—બાળકને ગળું પડે છે તથા તાળવું બેસી જાય છે ત્યારે વજ અને જાયફળ સરખા ભાગે લેઇને દુધમાં ઘસીને તાળવા ઉપર ભરવાથી તેમજ વજ, હરડે દળ અને ઉપલેટ એ ત્રણ ચીજો સરખા ભાગે લેઇને કરેલું ચૂર્ણ એકથી બે વાલ જેટલી માત્રામાં લેઇ દુધ સાથે પાઇ દેવાથી આરામ થાય છે.

વજમાં આવા ઉત્તમ ગુણો રહેલા હોવાથી દેશી વૈદ્યોમાં તેની નીચે મુજબ બનાવટો મુખ્યત્વે કરીને વપરાય છે.

૧. વચા ચૂર્ણ—વજનું વસ્ત્ર ગાળ કરેલું ચૂર્ણ ૧૦થી ૨૦ ચણોઠીભારની માત્રામાં લેઇ મધ સાથે ચટાડી દેવું અને કેવળ દુધ ભાતનો ખોરાક રાખવો. ઉપયોગ અપસ્માર અને ઉન્માદ ઉપર.

૨. સારસ્વત ચૂર્ણ—ઉપલેટ, આસંધ, સિંધવ, અજમો, જીરૂં, શાહજીરૂં, સુંઠ, મરીઆં, લીંડીપીંપર, કાળીપાઠ અને શંખાવળી એ બધી ચીજો સરખા ભાગે અને તે બધી ચીજોના તોલથી બમણી વજ લેઈ ખાંડી ચૂર્ણ કરી એ ચૂર્ણને બ્રાહ્મીના રસની ત્રણ ભાવનાઓ આપી છાંયે સુકાવી બાટલીનાં ભરી રાખવું. ઉપયોગ—જ્ઞાનતંતુઓની નબળાઇ, સ્મરણ શક્તિનો નાશ કિંવા કમી થવું, વાણીની જડતા, અને અપસ્માર એટલે વાઇ તથા ઉન્માદ એટલે ઘેલછા ઉપર.

---

## વડ.

સં. વટ હિં મ. વડ, ગુ. વડ, વડલો. તા. આલ ફા. બેશાખોબર્દ ઇં. Banyantree લા. Ficus Indicus.

વિવરણ—વડનું ઝાડ સર્વે સ્થળે પ્રસિદ્ધ છે જેથી તેનું વર્ણન આપવાની જરૂર નથી.

ગુણદોષ—

वटःशीतोगुरुर्ग्राही कफपित्त व्रणापहः ॥
वर्ण्यो विसर्प दाहघ्नः कषायोयोनिदोषहृत् ॥ भा. प्र. ॥

વડ શીતળ, ભારે, ઝાડાને રોકનાર, કફ, પીત્ત અને ચાંદાને મટાડનાર, કાન્તિને સારી કરનાર, રતવાના રોગનો નાશ કરનાર, બળાપાને ટાળનાર અને યોનિદોષને હરનાર છે.

ઉપયોગ—દેશી વૈદકશાસ્ત્રમાં તો વડના ઉપર મુજબ ગુણો બતાવેલા છે અને તેથી તેના મુળની છાલની પાણી સાથે ઉકાળીને તે પાણીથી બળત્રાવાળાં ચાંદાં ધોવામાં આવે છે, તેમજ પ્રમેહ અને પ્રદરના રોગમાં પીચકારી મારવામાં ઉપયોગ થાય છે. વળી એ કાઢો ડાયાબીટીસ એટલે જે દરદમાં પેશાબ વારંવાર ઉતરે છે તેમાં પીવાને આપવામાં આવે છે. એની છાલમાંથી જે દુધ નીકળે એ તે સાકર અથવા તો પતાસા સાથે મેળવીને ખાવાથી પ્રમેહ અને પેશાબની ગરમી મટે છે. એનાં પાંદડાની કોમળ કુંપળોનું ચૂર્ણ કરીને સાકર સાથે મેળવીને લોહી પડતા ઝાડા, મરડા અને સંગ્રહણીના દરદમાં આપવામાં આવે છે.

દેશી વૈદ્યોમાં તો તેનો મુખ્ય ઉપયોગ એ પ્રમાણે છે, પરંતુ જડીબુટીઓ જાણનારા તો તેને નીચે મુજબ કામમાં લાવે છે.

એક તોલો ચણાની દાળ લઇને તેને વડના દુધથી પલાળી છાંયે પહોળી કરતાં જ્યારે તે સુકાઈ જાય ત્યારે ફરીથી ઉમરાના દુધથી પલાળી બરાબર સુકવી નાંખી વાટીને ચૂર્ણ કરવું. એ ચૂર્ણમાં જાવંત્રિ, જાયફળ, એલચી અને કેસર એ દરેક એક, એક આનીભાર અને ૦।। વાલ અફીણનું ચૂર્ણ ઉમેરી સારી પેઠે ખરલ કરીને ચણા જેવડી ગોળીઓ વાળવી એ ગોળી માતાના દુધમાં ઘોળીને બાળકોને પાવાથી જે બાળકને ગળું પડવાથી દિવસે દિવસે ગળી જતું હોય તેને આરામ થાય છે.

ધાતુસ્રાવનું દરદ—સારા, મોટા વડની તાજી છાલ કે જે રંગે પીળાશ પડતી હોય તે લાવીને ખાંડી ખોખરી કરી એક મણ પાણી સાથે ઉકાળતાં જ્યારે ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ચાંય ઉતારી છોડાંને ખુબ ચોળી મસળીને તે પાણીને ઝીણા કપ-

કાથો ગાળી લેવું, અને પછી ફરીથી ચુલે ચડાવી મંદાગ્નિથી તે પાણીને ઉકાળતાં જ્યારે મધ જેવું ઘટ્ટ થવા આવે ત્યારે અગ્નિ તદન ઓછો કરી સારી પેઠે હલાવતા રહેવું. જ્યારે બરાબર અફીણ જેવો ઘન તૈયાર થાય ત્યારે નીચે ઉતારી તેમાં બહુ ફળી નામની વનસ્પતિનું સાત તોલા ચૂર્ણ નાંખી સારી પેઠે હલાવી એકત્ર કરી પછી તેની ચણીબોર જેવડી ગોળીઓ વાળવી. આ ગોળીઓમાં-થી દરરોજ સવાર, સાંજ, એક, એક ગોળી ઠંડા પાણી સાથે લેવી અને સાદો ખોરાક રાખવો, ગોળ, તેલ, રીંગણાં, લાલ મરચાં, અથાણાં, વિગેરે ગરમ પદાર્થો ખાવા નહિ તેમજ સોડા વિગેરે ક્ષાર દ્રવ્યો પીવાં નહી જેથી પેસાબ માર્ગે કિંવા સ્વપ્નામાં જતી ધાતુ બંધ થશે.

આ ઉપાય " અખબર અલકીમીયા " નામના પુસ્તકમાંથી મળી આવ્યો હતો અને અનુભવ લેતાં અકસીર ગુણદાયક માલમ પડ્યો. જો આ દવામાં બહુ ફળી ઉપરાંત બે વાલ કસ્તુરી, ०। તોલો સોનાના અને ०। તોલો રૂપાના વરખ કે ભસ્મ ઉમેર-વામાં આવે છે તો વળી વિશેષ ફાયદો કરે છે. પરંતુ જો આ ચીજો ઉમેરવામાં આવે તો પછી આ દવાનું પ્રમાણ શરૂઆતમાં માત્ર એક રતી જેટલુ લેવું. અને પછી ધીમે ધીમે વધારતા જઇ એક વાલ સુધી લેવું. તેમજ જેની પિત્ત પ્રકૃતિ હોય તેણે પાણીના બદલે એક તોલા માખણ સાથે ખાવું.

# સોમવલ્લી.

સં. સોમવલ્લી, સોમક્ષીરી, સોમ મ. સોમવેળ, રાનશેર વેળ, હિ. સોમલતા ગુ. થોરવેલ, સાંદીઆવેલ, ચીરાડી. લા Sarcostemma brevistigma.

વર્ણન—ખરી સોમવલ્લી એ કઇ વનસ્પતિ છે તે સંબંધિ હજુ નક્કી થયું નથી. મુંબાઇમાં પારસી ગૃહસ્થો "હોમ" નામની વનસ્પતિ ધાર્મિક ક્રિયાઓમાં વાપરેછે અને તે ઇરાનથી આવે છે એજ સોમવલ્લી છે એમ કેટલાક વિદ્વાનો માને છે અને કહે છે કે તે આકડાની જાતની વનસ્પતિ છે, જ્યારે વૈદ્યરાજ રૂઘનાથજી પોતાના નિઘંટ સંગ્રહમાં જણાવે છે કે તેના થોરની જાતના વેલા થાય છે.

આજકાલના વૈદ્યો પોરબંદર તરફ થતી એક જાતની વનસ્પતિ કે જેના વેલા ખરસાણી અર્થાત્ ડાંડલીઆ થોરની ડાળીઓ જેવા થાય છે તેનેજ સોમવલ્લી તરીકે ઓળખે છે. આ વેલાઓનો રંગ ધોળાશ લેતો ફીકો લીલો એટલે ભસ્મી રંગનો હોય છે. એની શાખાઓ જરા સખ્ત, ગોળ અને લીસી હોય છે અને તેમાં દુધ જેવો ધોળો પુષ્કળ રસ હોય છે. એમાં ઘણું કરીને પાંદડાં જોવામાં આવતાં નથી, પરંતુ એની કોમળ શાખાઓને સાંધે કદાચ સૂક્ષ્મ પાંદડાં આવતાં હશે તો તે તરત ખરી જતાં હશે.

મહર્ષિ ચરકાચાર્ય જણાવે છે કેઃ—

"सोम नामौषधिराजःपंचदशपर्णःस सोम इवहीयते वर्द्धतेच" ॥

સોમ નામે સમસ્ત ઓષધિઓના રાજા સ્વરૂપ વનસ્પતિનાં પંદર પાંદડાં હોય છે, જે ચંદ્રમાની કળાઓની માફક ઓછાં થતાં જાય છે તેમજ વધતાં જાય છે.
સુશ્રુત જણાવે છે કેઃ—

सर्वेषामेवसोमानां पत्राणिदशपंचच ॥
तानि शुक्रेच कृष्णेच जायन्तेनिपतन्तिच ॥
एकैकं जायते पत्रं सोमस्याहरदस्तदा ॥
शुक्लस्य पौर्णिमास्यान्तु भवेत् पंचदशच्छदः ॥
शीर्यते पत्रमेकैकं दिवसे दिवसे पुनः ॥
कृष्णपक्षेक्षये चापि वल्लि भवति केवला

સઘળી જાતની સોમવલ્લીઓમાં પંદર પાદડાં હોય છે. અંધારીયામાં સઘળાં પાંદડાં ખરી જાય છે અને અજવાળીયામાં નવાં ફુટતાં જાય છે. દરરોજ એક પાંદડું ખરી જાય છે અગર નવું ફુટે છે અર્થાત અજવાળી પડવેના દિવસે પ્રથમ એક પાંદડું નિકળે છે અને પછી દરરોજ એક, એક પાંદડુ નવું ફુટતું જઇ પુનેમના દિવસે પંદર પાંદડાં પુર્ણ થાય છે. આવી રીતે અંધારીયામાં પાછું એક, એક પાંદડું ખરતું જઇ . અમાવાસ્યાને દિવસે એક પણ પાંદડા સિવાયની કેવળ વેલી જ માત્ર શેષ રહે છે

વળી સુશ્રુત કહે છે કેઃ— एक एव खलु भगवान्सोम.स्थान नामा कृति वीर्य विशेषैःचतुर्विंशतिधा विद्यते ॥ સોમવલ્લીની કેવળ એકજ જાત હોવા છતાં પણ ઉત્પત્તિ સ્થાનક, જુદી જુદી

આકૃતિ અને ગુણના ભેદોને લઈને ચોવીશ જાતની મનાય છે, અને તેઓ પૈકી કોઇની જડ, કોઇનાં પાંદડાં તો કોઇનો કંદ વિશેષ ઉપયોગી મનાય છે.

રસસાર ગ્રંથમાં લખવામાં આવે છે કેઃ—

**सोमवल्लोद्विधायेया श्वेतारका सकन्दका ॥**

" સોમવલ્લી બે જાતની સમજવી, ધોળા અને રાતા કંદવાળી" મુંબાઇના વૈદ્ય ધન્વંતરિ રામાનુજદાસ આયુર્વેદ પંચાનન કહેછેકેઃ— અમે સં. ૧૯૫૨ના જેઠ મહીનામાં શ્રી બદ્રીનારાયણની યાત્રાએ ગયા હતા, ત્યાંથી સત્યપથ્યનાં દર્શન કરવાને માટે પ્રયાણ કરવામાં આવ્યું. એક પહાડી મનુષ્ય કે જે ત્યાંની વનોષધિઓથી સારી રીતે માહીતગાર હતો તેને અમે સાથે લીધો હતો. સતપથના ત્રણે કુંડો જોઇને રાત્રિ શ્રીરંગાચાર્યજીની ગુફામાં વ્યતીત કરી સવારના સૂર્યકુંડ જવાને નીકળ્યા, પરંતુ બે માઇલ જેટલે દુર જવાની સાથેજ અમે ચારે મનુષ્યો બેસુદ્ધ થઇ ગયા, મોઢામાં ફીણ આવવા લાગ્યાં અને શરીર બરફ જેવું ઠંડું થઈ ગયું. અમારી આવી સ્થિતિ થયેલી જોઇને સાથે આવેલો પહાડી મનુષ્ય તરતજ નજીકના સ્થળ માંથી એક વનસ્પતિ ઉપાડી લાવ્યો અને તેનાં પાંદડાંને મસળીને અમારા મ્હોડામાં તેનો રસ નીચોવ્યો જે ખટમધુરા અત્યંત સ્વાદિષ્ટ સ્વાદવાળો હતો. આ રસનો જીભને સ્પર્શ થવાની સાથેજ અમે તરત ચેતન થઇ ગયા, ત્યારે તે પહાડી બોલ્યો કે હવે આટલેથી આગળ જઈ શકવાની તમારામાં શક્તિ નથી, જેથી પાછા વળો, નહિ તો ઠંડીના માર્યા જશો.

પહાડી જે વેલી લાવ્યો હતો તેની લંબાઇ એક હાથભરજ હતી અને આ દિવસ એકાદશીનો હોવાથી તેના ઉપર માત્ર અગ્યારે-જ પાંદડાં હતાં. એ પાંદડાંનો આકાર વડનાં પાંદડાંની માફકજ પરંતુ તેનાથી કંઇક પાતળો અને લાંબો હતો.

આ બધા ઉપરથી સમજાય છે કે આજકાલના વૈદ્યો જેને સોમવલ્લી તરીકે માને છે તે કરતાં ખરી સોમવલ્લી એ કોઇ જૂદીજ ઔષધિ છે. અને તેની ઓળખાણનું ખરૂં જ્ઞાન આપણે ગુમાવ્યું છે. તો પણ તે એક અજબ ઔષધિ છે, સમસ્ત ભૂમંડળનાં ઔષધોની શિરછત્ર છે. જેથી તેની ઉત્પત્તિ ક્યાં આગળ થાય છે અને જો પ્રાપ્ત થાય તો શું કામમાં આવે છે તે સંબંધિ વિવેચન કરીએ.

ઉત્પત્તિસ્થાન—સોમવલ્લી હિન્દુસ્થાનમાં દરેક સ્થળે થતી નથી. ઋક અને સામવેદમાં તો તેની ઉત્પત્તિના મુંજવત પર્વત, કુરૂક્ષેત્રના નીચે આવેલો શર્યં નાવત નામનો હ્રદ-ધરો, અને આર્જીકીયા નદીના કિનારાનો પ્રદેશ એ સ્થળોજ માત્ર ગણાવેલાં છે. પરંતુ સુશ્રુત કહે છે કેઃ

हिमवत्युर्बुदे सह्ये महेन्द्रे मलये तथा
श्रीपर्वत देवगिरौ गिरौदेवसहे तथा ॥
परिपात्रेचविन्ध्येच देवसुन्दे ह्रदे तथा ॥
उत्तरे निवतस्थायाःमहन्द्रये महीधराः ॥

पंचतेषामधोमध्ये सिन्धु नामा महानदः ॥
काश्मीरेषु सरोदिव्यं नाम्ना क्षुद्रक मानसम् ॥

હીમાલય પર્વત, આબુ, સહ્યાદ્રિ, મહેન્દ્રાચળ, મલયાચલ અને શ્રી પર્વત ઉપર. દેવગિરિ, દેવસહ, પરિપા, અને વિન્ધ્યાચળ પર્વતમાં તેમજ દેવસુંદ નામે ધરામાં, નિવતસ્તાની ઉત્તર તરફના પહાડોમાં. સિન્ધુ નદીના કિનારે અને કાશ્મીર દેશમાં આવેલા ક્ષુદ્રક માનસ નામના દીવ્ય સરોવર આગળ સોમલત્તા ઉત્પન્ન થાય છે.

આ ઉપરથી શંકા થશે કે જો આટલા બધા સ્થલોએ સોમલતા ઉત્પન્ન થાય છે તો તે સહેલાઇથી મળી આવતી કેમ નથી, આ શંકાના સમાધાનમાં સુશ્રુત કહે છે કેઃ—

नतान पश्यन्त्य धर्मिष्ठः कृतघ्नाश्चापि मानवाः ॥
भैषज द्वेषि नश्चापि ब्राह्मण द्वेषिनस्तथा ॥

અધર્મી, કૃતઘ્ની, ઔષધોની નિંદા કરનાર તથા બ્રાહ્મણોનો દ્વેષ કરનારાં મનુષ્યો સોમવલ્લીને દેખી શકતાં નથી.

**સોમવલ્લીનો રસ તૈયાર કરી પાન કરવાની રીત**—ઋગ્વેદનું નવમું મંડળ તે જે સોમલત્તા સબંધી વર્ણનથીજ ભરપુર છે તેમાં જણાવવામાં આવ્યું છે કે કલશ ઉપર ઊનનું વસ્ત્ર ઢાંકીને તે વસ્ત્રની અંદર મધુર રસવાળી સોમવલ્લીને હાથની આંગળીએ વડે વારંવાર મર્દન કરે.

કલશ ઘણું કરીને લોઢા કિંવા સોનાનો હોવો જોઇએ. એ કલશમાં સોમરસ એવી રીતે અંતર્હિત થાય છે કે જેવી રીતે નવ પ્રસુતા ગાય ઘરમાં પ્રવેશ કરે છે.

હે સોમ ! જ્યારે તમારો દહીં, દુધ વિગેરે દ્રવ્ય પદાર્થો સાથે મેળાપ થાય છે ત્યારે તે પદાર્થો વિલક્ષણ શબ્દ કરતા કરતા તમારી તરફ આવે છે.

ઔષધિમાંથી છુટો પાડવામાં આવેલો સોમરસ એક ઉત્તમ શ્વેત રંગના જ્યોતિર્મય પદાર્થ જેવો હોય છે.

આ બધાનો સારાંશ એટલોજ છે કે સોમ લતાને લાવીને પ્રથમ તેને પીંપળાના લાકડામાંથી બનાવેલા ખાંડણી, દસ્તાથી ખાંડી ઉનના કપડામાં ઘાલી સોના કે લોઢાના પાત્રમાં તેનો રસ નીચોવી કાઢવો અને પછી તેમાં દુધ, દહીં, ઘી, ગોમુત્ર કિંવા જળ મેળવીને પીવો. સુશ્રુને તો સોમલતાના ચોવીશ ભેદો ગણાવ્યા છે અને જુદા જુદા મનોરથોની સિદ્ધિ માટે તો કોઇની જડ, કોઇનો કંદ, અને કોઇનાં કેવળ પાંદડાંનોજ રસ કાઢીને વાપરવો એમ સૂચવ્યું છે.

સોમરસના ગુણો—આજકાલ જે ઔષધિ સોમવલ્લી કિંવા થોરવેલના નામે ઓળખાય છે તેનો તો ચિકિત્સા પ્રણાલીમાં વિશેષ ઉપયોગ થતો જોવામાં આવતો નથી. સુવાવડ પછી સ્ત્રીઓના સાંધા ઝલાઇ જાય તો થોરવેલને પાણીમાં ઉકાળીને તે પાણીવડે સ્ત્રીને સ્નાન કરાવવામાં આવે છે તેથી અંગ છુટું થઇ જાય છે. આ

ઉપાય સઘળે સ્થળે પ્રચલિત નથી માત્ર પોરબંદરની ખારવીઓજ ખાસ કરીને કરે છે. પરંતુ ખરી સોમલતાના ગુણો તો વેદાદિશાસ્ત્રોમાં અત્યંત અલૌકિક રીતે વર્ણવેલા છે.

ઋગ્વેદ કહે છે કે—**जेह मर्त्यमदम्** ॥

આ સૂત્રની સાયનાચાર્ય એવી વ્યાખ્યા કરે છે કેઃ—

**सोमपान जन्यो मदो मदांतरवत् मारको न भवतीत्यर्थः** ॥

સોમરસ એક પ્રકારનું માદક દ્રવ્ય છે એમાં તો સંદેહ નથી, પરંતુ સોમરસમાં એ વિશેષતા રહેલી છે કે બીજાં માદક દ્રવ્યોની માફક તેમાં કોઇપણ પ્રકારનો દોષ રહેલો નથી. જેથી સોમરસનું પાન કરવાથી કોઇપણ જાતનો ઉપદ્રવ ન થતાં અમરપણું પ્રાપ્ત થાય છે અને તેથી તે સઘળા મદ્યોમાં શ્રેષ્ઠ છે.

સુશ્રુતમાં કહ્યું છે કેઃ—“ **वाग्मीजबलसहस्रश** ” એના રસનું પાન કરવાથી તન, મનની સ્ફુર્તિ, બુદ્ધિ. બળ, વાણી અને આનંદમાં સેંકડો કે હજારો ગણો વધારો થાય છે, વળી ઋગ્વેદમાં જણાવ્યું છે કેઃ—“ **पदवी कवीनाम्** ”

એના સેવનથી પાંડિત્ય શક્તિ પ્રાપ્ત થાય છે. ચિત્તની સ્થિરતા થાય છે અને તેથી અતિન્દ્રિય જ્ઞાન એટલે આ લોક તેમજ પરલોકની સમસ્ત બાબતો જાણવાનું સામર્થ્ય આવે છે.

“**हन्तिव्याम** ” એનાં સેવનથી સર્વે વ્યાધિઓ દુર થાય છે.

“ **तदातुरस्य भेषज** ” મૃત્યુના મુખમાં સપડાઇ ચૂકેલા દઃદીના માટે પણ તે ઉત્તમ ઔષધ છે.

કારણ—"અપથ્ય મસ્તુ ગિરા કમીકા" સઘળા પ્રકારના અસાધ્ય અને કઠીણ રોગોને તે દુર કરે છે, એટલુંજ નહિ પરંતુ વિધિ પૂર્વક સેવન કરવાથી અમરપણું પ્રાપ્ત થાય છે.

अपाम सोममृता अभूम अगन्मज्योतिरविदामदेवान् ॥
किंनून मस्मान् कृन वदरातिः किमूधूर्तरमृतमर्त्यस्य ॥ ऋग्वेद ॥

હે અમૃત સોમ! અમે તને પાન કરીને અમર થયા. અગમ્ય વિષયો જાણવાને દિવ્ય જ્ઞાન પણ પ્રાપ્ત કર્યું. હવે મૃત્યુ જેવા પ્રબળ શત્રુઓ પણ અમને શું કરી શકે એમ છે. અને મનુષ્યોની ધુર્તતાથી તો ભયજ શાનો!

ભૈરવાગમ ભેમજ રસ સાર નામના ગ્રંથમાં લખેલું છે કેઃ—

कृष्णपक्षे प्रगलतिदलं प्रत्यहं चैकमेकं ।
शुक्लेप्येवं प्रभवति पुनर्लंबमाना लतास्यात् ॥
तस्याःकन्दःकलयति तरां पौर्णिमास्यां प्रभाते ॥
बध्वा सूतं कनक सहितं देहलोहं विधत्ते ॥

એવી એક લતા છે કે કૃષ્ણ પક્ષમાં દરરોજ તેનું એક, એક પાંદડું ખરી જાય છે, અને શુકલ પક્ષમાં પ્રતિદિન એક. એક, પાંદડું નવિન ફુટે છે, આ લતાનો કંદ પૂર્ણિમાના પ્રભાતમાં લાવીને તેનો રસ વડે સુવર્ણ સાથે પારાની ગોળી બાંધી તેનો ઉપયોગ કરવાથી શરીરને અજરામરપણું પ્રાપ્ત થાય છે. અને લોહડું સોનું થઇ જાય છે.

અમારી રામેશ્વર તરફની યાત્રા વખતે વિશ્વેશ્વરાનંદ નામના એક સિદ્ધ મહાત્મા સાથે સમાગમ થતાં તેમણે જણાવ્યું હતું કેઃ— એક વખતે મારા દેખતાં એક મહાત્મા સોમવલ્લીનો કંદ લાવ્યા હતા જે નાળીએરના જેવી આકૃતિવાળો હતો. એ કંદનો રસ કાઢીને તે મહાત્મા પી ગયા અને બહારના કામકાજની સઘળી અવસ્થા કરવાનું મને સોંપીને પોતે એક ગુફામાં પેસી ગયા.

ગુફામાં પેઠા બાદ પંદર દિવસ સુધી તેમનું શરીર દિન-પ્રતિદિન ફુલવાજ લાગ્યું અને હાથી માફક ગોળમટોળ થઇ ગયું. પછી પંદરમા દિવસે બરાબર મધ્યાન્હના સમયે તેમનું શરીર ફાટીને બે ટુકડા થઇ ગયા અને તેમાંથી બાર વર્ષની ઉમરનું એક તેજસ્વી બાળક નીકળીને મને છોડીને જંગલમાં પલાયન કરી ગયું.

આ બધી હકીકત ઉપરથી સમજાયું હશે કે સોમલતા એ કોઇ અલૌકિક વનસ્પતિ છે અને તેના આવા અદ્‌ભુત ગુણોને લેઇને "ઔષધરાજ" એ નામ પણ યથાર્થ છે. આજકાલ જો કે તે દુર્મિલ પદાર્થ છે, પરંતુ આ દેશનાં અનેક પહાડી સ્થળોમાં એટલી બધી પેદા થાય છે કે આગળના ઋષિઓ તેના રસનું પાન કરી દિવ્ય જ્ઞાન, દિવ્ય લાભ મેળવતા હતા. આજે પણ જો તે હાથ આવે તો સમસ્ત વિશ્વમંડળમાં દેશી વૈદકના કંઇ ઓરજ ભાવ પૂછાય એમ છે. માટે આ દિશામાં દરેક વૈદ્ય બંધુઓએ કંઇક વિશેષ પ્રયત્ન કરવો પડે છે.

# વિદ્યાકળા પ્રચારક મંડળનાં અત્યંત લોકપ્રિય પુસ્તકો.

---

**જંગલની જડીબુટ્ટી**—અથવા જડ ઘાલી બેઠેલાં દરદોના રામબાણ ઉપાયો. ભાગ ૧ લો. સુધારા વધારા સાથેની દ્વીતિયાવૃત્તિ. કિંમત રૂ. ૦–૮–૦.

સદર—ભાગ બીજો. ,, ,, દ્વીતિયાવૃત્તિ. કિં. રૂ. ૦–૧૦–૦

,, ભાગ ત્રીજો તથા ચોથો. કિંમત દરેક ભાગના રૂ. ૦–૮–૦

,, ભાગ પાંચમો. કિંમત રૂ. ૦–૧૦–૦

**આકાશવાણી**—અથવા સ્વર્ગિય સુખો ભોગવવાની વિદ્યા. કિંમત રૂ. ૦–૧૨–૦.

**પશુચિકિત્સા**—અથવા દર વર્ષે લાખો ઢોરાનો પ્રાણ લેનારાં દરદોના અકસીર ઉપાયો. કિંમત રૂ. ૧-૪–૦.

**પ્લેગ અથવા મરકી**—અને તેના અનુભવસિદ્ધ ઉપાયો. કિંમત ૦–૮–૦.

**પ્રાચીન મહાત્માઓની અલૌકિક વિદ્યાઓ**—અથવા ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળની વાતો જાણવાની ચમત્કારી શક્તિ પ્રાપ્ત કરવાની સરળ ક્રિયાઓ કિં. રૂ. ૦–/–૦.

**અમુલ્ય રત્નહાર**—અથવા ધર્મ, કર્મ અને નીતિનું ગુપ્ત રહસ્ય સમજાવનારી જ્ઞાન કથાઓ. કિં. ૦–૪–૬. પોષ્ટેજ દરેક પુસ્તકનું જુદું. પાકા પુંઠાના દરેક પુસ્તકના ચાર આના વધુ સમજવા.

સઘળો પત્ર વ્યવહાર નીચલે સ્થળે કરવો.

મેનેજર—વિદ્યાકળા પ્રચારક મંડળ.

વડાગામ–થામા–તાલોદ. એ પી. રેલ્વે.